( કાશીરામકૃત )

# सिता आख्यान.

ગદ્યપદ્યાત્મક

બનાવી પ્રસિદ્ધ કરનાર

મેહેતા કાશીરામ જેભાઈ બુકસેલર (સલુણવાળા)

---

આવૃતિ પહેલી.

દોહરો.

વૃતાંત સતી સિતા તણું, શ્રવણ કરો ધરી ધ્યાંન
સ્વદેશી સજ્જન કારણે, રચ્યું સિતા આખ્યાન.

---



---

नडीआद मध्ये

ડભાણ ભાગોળે કુંભાર પોળમાં
મે. સુરજરામ નથુલાલે પોતાના પ્રેસમાં છાપ્યું.

સને ૧૮૮૩—સંવત ૧૯૪૦

કીંમત રૂ૦-૬-૦

આ ચોપડી અમારી સહી વિનાની કોઇએ લેવી નહીં ને લેશે તો કાયદા પ્રમાણેઈલાજકરવામા આવસે.

ગ્રંથ કર્તા.

૧૯૮૯

# પ્રસ્તાવના.



આ સિતા આખ્યાન નામનું લઘુ પુસ્તક મેં મારી અલ્પ બુદ્ધિથી બનાવીને છપાવી બહાર પાડ્યુંછે તેમાં પ્રથમ સિતાની ઉત્પત્તિ, તેના સ્વયંવરની શોભા અને સિતા પોતાના શ્વસૂરમાં રહી સાસુ સસરા વગેરે સગા વહાલાઓની સાથે કેવી રીતે વર્તવું તેનું ટુંક બ્યાન તેમજ પોતાના સ્વામિને વનવાશ જતા જાણી સાથે જવાને કરેલો આક્રંદ, ને આગળ રસ્તે ચાલતાં પડેલા દુઃખના વિલાપ વગેરે હકીકત સારી સુદ્ધ અને ગુજરાતી ભાષામાં વર્ણવેલી છે. જેથી દેશી સ્જ્જનો આ પોથી વાંચવાને કંટાળો લાવશે નહીં.

આ પુસ્તક બનાવવામાં પ્રથમ મારો યત્ન છે. તેથી કેળવાએલા ને અનુભવી સજ્જનો મારી ચુક બતાવશેજ, એમ હું કહુ છું, પણ તેમને મારી નમ્રતા સાથે વિજ્ઞપ્તિ એટલી છે કે, મારી થએલી ભુલને નહીં ધીક્કારતાં શેવકને લખી જણાવશે તો ઘણા માન્ય સાથે બીજી આવૃતી વખતે સુધારી લેઇશ.

આ પુસ્તક સુધારતી વખતે મોજે સલુણ તાલુકે નડીઆદની સરકારી નીશાળના માસ્તર મુળજીભાઇ નાથાભાઈ પટેલે સારી મદદ કરી છે તેથી તેઉ સાહેબનો મોટો ઉપકાર માનું છુ તેમજ આ પુસ્તકનો અગા

ઉથી આશ્રય આપનાર સજ્જનોને પણ માનવા ભલા મણ કરૂ છું, તથાસ્તુ.

લી૦ સુભેચ્છક મેહેતા કાશીરામ જેભાઇ (સલુણ વાળા જ્ઞાતે (ખેડાવાળ બાજ) મુકામ ભરૂચ.

---



# मानपत्रिका.

### દોહરો.

માન સહિત પુસ્તક ધરી, વિલોકી જ્યાં વિદ્વાન;
અર્પુ હરખી આ ગ્રંથને, કરજોડી કાશીરામ.

ગૌ, બ્રાહ્મણ પ્રતિપાળ ધર્મ ધુરીંધર અખંડ પ્રૌઢ પ્રતાપ નેમ નામદાર મહારાજા ધિરાજ રાવલશ્રી દાજી બાવા સરદારસિંગજી  સ્વસ્થાન મીઆગામ.

એમની સેવામાં કૃતાનેક શીર સાષ્ટાંગ પ્રણામ સાથે વિજ્ઞાપના આપ પરોપકાર વિદ્યાવૃદ્ધિ સદ્ધર્મ નિષ્ટા વિગેરે સદાચરણમાં સદૈવ તત્પર રહેલા છો ને આપની મારે વિષે નિઃષકપટથી પુત્ર ભાવના રાખો છો તે બન્નેને અનુસરી આ લઘુ સિતા આખ્યાન નામનું પુસ્તક આપને પ્રેમ ભાવનાએ કરીને અર્પણ કર્યું છે તે સ્વિકારશો.   તથાસ્તુ.

### કવિત મનહર.

ત્રણમાં તિલકવાન, ચંદ્ર જેવા કુળવાન
ઇંદ્ર જેવા યશવાન, આપ તો અનુપ છો

કર્ણ જેવા ધર્મવાન, પાર્થ જેવા સૂરવાન
ભોજસુ પ્રતાપવાન, સાગર સ્વરૂપ છો
દ્વિજને ગૌ, પાળ, પ્રજા તણા પ્રતિપાળ
દાતારને દિનપાળ, નિશામણિ નૃપ છો
કોડીલા અતિ કૃપાળ, ભાગ્યશાળી છો ભુપાળ
સરદારસિંહ સૂત મહીપાળ, ભલા તમે ભુપ છો
વ્યસનનું નહીં નામ, લંચ્છનનું નહીં કામ
દુર્ગુણનું નહીં ઠામ, સદગુણનું રૂપછો
વિદ્વાનને દેઈ દામ, બોલાવો છો નિજ ધામ
ચર્ચા ચાલે જ્યાં તમામ, કવિતાના કુપછો

છપ્પો.

વિશ્વ મહી વિખ્યાત, ધર્મની મુરતિ જેવા
પુર્વે રાજા હરીચંદ્ર હતા આપના જેવા
પરમારથમાં પુર, કોઇનાં દરિદ્ર કાપ્યાં
જાચકને વળી જાન દાન અતિશે આપ્યાં
કરજોડી ઇશ્વર કહું તૂને કષ્ટ એમનાં કાપજે
સરદારસિંહ સૂતને અધિક અવિચળ પદ આપજે.

( તથાસ્તુ )

# સીતા આખ્યાન.

પૂર્વે પરમ ધર્મી નૂતેંદ્રિય સત્યવાદી પ્રજાપ્રીય પદમાક્ષ નામે રાજા રાજ્ય કરતોહતો તેણે પરમ કષ્ટ અને નૈષ્ટિક ભક્તિ તથા અનેક વ્રતવ્રતાદિકવડે, લક્ષ્મિની ઉપાસના કરી પ્રસન્ન કર્યાં. લક્ષ્મિજિએ પ્રસન્ન થઇ વરમાગવાને કહ્યું; ત્યારે તેણે પોતાને ઘેર તેમને પત્રિનો અવતાર ધારણ કરવાનું કહ્યું. લક્ષ્મિજીએ કહ્યું-હેરાજા, તારી અત્યંત આગ્રહીભક્તિથી, હું પ્રસન્ન થઈ, તનેવર આપવા બંધાયેલીછું. પણ હું સ્વામિની શેવામાંછું. માટે તેમના હૂકમ શીવાય કાંઇ પણ કરી શકુ નહીં. પણ જોવિષ્નુની આજ્ઞા હોયતો મારાથી તમને વરઆપી શકાય માટેતારેવિષ્નુનું ધ્યાન ધરી તેમની પ્રસન્નતા મેળવ. પદમાક્ષ રાજાએ તેમ કીધું અને વિષ્નુ તેના તપોબળે કરી પ્રસન્ન થયા, અનેશંખ, ચક્ર, ગદા, પદમ ધારણ કરી રાજાસમક્ષ આવી ઉભા. રાજાએ તેને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી વરમાગ્યો. વિષ્નુએ પ્રસન્નથઇ કહ્યું કે, તારા સુદ્ધ બ્રહ્મચર્ય અને ઇન્દ્રીઅની મહાનિગ્રહ. તથા તે જે મારી ખરા અંતઃકરણથી ભક્તિકરેલીછે, તેથી હું તને પ્રસન્ન થયોછું માટે ધર્મને વિશે કાંઇ પણ પ્રમાદ ન કરતાં, ઇચ્છા પુર્ણ વરદાન માગ. ત્યારે રાજાએ મા-

ગ્યું કે, લક્ષ્મિજી મારે ત્યાં પુત્રિ થઈ અવતરે.કે જેથી મારા કુળનો જયજય થાય પદમાક્ષ રાજાનું આવું બોલવું સાંભળીને વિષ્નુએ એજ વખતે માતુલિંગનામે ફળ આપી, રાજાને કહ્યુંજે, આફળને સાચવીને એકાંત સ્થળે રાખજે. અને કોઇને હાંથ જવાદેઇશ નહીં: તેમજ પછાડતોનહીં અને પુરા નવમાસ થયા શિવાય પરહસ્તે જવાપણ દેઇશ નહીં. આફળ પોતાની મેળે નવમાસ પુરાથએ ફાટશે, અને માહેથી તારી ઇચ્છા પુર્ણ પૂત્રિ નીકળશે એટલું કહીને વિષ્નુ પોતે અંતર ધ્યાન થયા.

હવે પદમાક્ષ રાજાએ ઘેર આવી પેલા ફળને એકાંત જગ્યા એ મુકી તેના રક્ષણાર્થે તેની પાછળ ચોકી મુકી. રાજા દરરોજ જોતોજાયેકે, એમાં શોફેરફાર થાયછે વિશ્નુના કહેવા પ્રમાણેપુરા નવ માસ થયા બાદ એ ફળ ફાટયું, અને તેમાંથી એક સુંદર કન્યા ઉત્પન્ન થઈ. આ જોઈ રાજા અત્યંત ખુશી થયો. કન્યાનું નામ "પદમાક્ષી" એવું પાડયું, અને તે મોટી થઈ ત્યારે રાજાએ તેને પરણાવવા માટે સ્વયંવર રચ્યો. દેશદેશના રાજાઓને કંકોતરી લખી તેડાવ્યા, અને મંડપમધ્યના હારોહાર ગોઠવેલા સુંદર સિંહાસનોથી, સ્વયંવરની શોભામાં અત્યંત વધારો થયો. લગનને દીવસે રાજાઓ પોત પોતાના સાજ સહિત વસ્ત્રાલંકાર ધારણ

કરી આવ્યા અને મુકરરકરેલી જગ્યાએ સૌ કોઈ પોત પોતાની યોગ્યતાપ્રમાણે બેઠા. લગ્નઅવસરે પદ્માક્ષી પોતે નવસત શૃંગારસજી હાથમાં વરમાળ લેઈ સ્વયંવરને વિષે દાખલ થઈ. પદ્માક્ષીનું રૂપ અને ચાલ જોતાંજ સ્વયંવર મંડપમાં બીરાજેલા સર્વે કોઇ રાજા દિંગથઈ ગયા. ચોમાસાની અંધાર ઘોર રાત્રીને વિષે જેમ વિજળીનો ચમકારો થાય તેમ પદ્માક્ષી સભા મંડપમાં આવી ઉભી રહી.

મંડપની માંહે આવેલા રાજાઓ પરસ્પર વિચાર કરવા લાગ્યા કે, આ કન્યામાં કોનું ભાગ્ય ખળશે. એક કહે તે મને પરણે તો સારૂં. ને બીજો કહે કે મને. આમ એક બીજા પોત પોતાના મનમાં વિચાર કરેછે, પણ તે કોઈના સામું એકી નજરે જોતી નથી. જ્યારે ઘણીવાર લાગી, ત્યારે રાજાઓ પોત પોતામાં લડવા લાગ્યા, અને મામલો એટલે સુધી વધીપડયો કે એક બીજા જીવપર આવી લાગ્યા. અને લડાઈએ પોતાનું રૂપ એટલે સુધી વધારી મુક્યું કે પદ્માક્ષ રાજાનું તેને ભોગ થવું થયું.

રાજા મરાયાની વાત સભા મંડપમાં બધે પ્રસરાઈ રહી અને બધે હાહાકાર થઇ રહ્યો. કન્યા પરણવાના લોભ પાશમાં પડેલા કેટલાએક રાજાઓ, પદ્માક્ષ રાજાના મરણની કશી પણ દરકાર ન કરતાં, પદ્માક્ષીની

સોધમાં આમ તેમ હાંફલા ફાંફલા થતા જણાયા. પદ-માક્ષી આ રીતનો અકસ્માત જોઇ ગભરાટમા પડી અ ને તેણે કેમ કરવું તેની કશી સમજ આ વખતે તેને રહી નહીં, અને દાગલી રાજમહેલ ભણી દોડી ગઈ. પરાણુનાને ટમ ટગી રહેલા રાજાઓ તેના ભણી ટગર ટગર જોઇ રહ્યા. અને રાજકુંવરી જોતજોતામાં અલોપ થઇ ગઈ. પદમાક્ષીએ મોહોલમાં પ્રવેશ કીધા બાદ જો યું કે પોતાની પાછળ પડેલા રાજાઓના હાડામાંથી તે ને ઉગરવાનો એકેઉપાય નથી અને તેટલા સારૂ તેણે રાજમહેલ નજીકના અગ્નિ કુંડમાંપડી દેહ પતન કીધો.

આ બનાવ બન્યા પછી કેટલેક દિવસે પદમા-ક્ષીએ સ્વદેહે અગ્નિકુંઢમાંથી નીકળી, ફરી પોતે અવ તાર ધારણ કીધો અને તે અગ્નિ કુંડની આશપાસ ફરે છે, એટલામાં રાવણે આવી તેને પકડવાનો વિચાર કીધો, પણ તે તેને હાથ ના આવતાં પાછી અગ્નિકુંડ માં સમાઇ ગઈ. ને રાવણ અગ્નિકુંડ ઉપર ફાંફાં માર્યા કરે છે. પણ શું વળે! આખરે રાવણ ઘણોજ કોપાતુ ર થયો, ને તેને પકડવી એવું "પણ" લેઈ બેઠો, અ ને પોતાના માણસોને ત્યાં બોલાવી કુંડ ખોદાવવો સ રૂ કર્યો. જેમ જેમ કુંડને ખોદે છે તેમતેમ અંદરથી કોય લાજ નીકળ્યા કરે છે, પણ પદમાક્ષી નજરે પડતી ન-થી. આખરે કુંડને ઘણોજ ખોદયો, ત્યારે પદમાક્ષીને બ

હલે ચાર રત્ન જડ્યાં. આટલી ઊંડાઇએ આવાં અમુ-
લ્ય રત્ન નીકળેલાં જોઇ, રાવણને વહેમ આવ્યો, તેથી
એક પેટી મંગાવીને તેની અંદર પેલાં રત્ન ઘાલીને ઘેર
લેઇ ગયો. અને રાણી મંદોદરીને કહ્યું જે જૂઓ, હું આ
ચાર અમુલ્યરત્મ લાવ્યો છું. એવું કહીને પેટી ઉઘાડી
અંદર જુએ છે તો એક સુંદર દેવાંગના દીઠી. રાવણ
આ કન્યા જોઇને ઘણોજ ખુશી થયો અને તેને પોતાને
ઘેર રાખી ઉછેરી મોટી કરવાનું પોતાની રાણીને ક
હ્યું. ત્યારે મંદોદરી રાવણપ્રત્યે કહેવા લાગી. હે સ્વા
મીનાથ? એ કાંઇ કન્યા નથી, એતો પદમા છે. અને
એ જ્યાં જ્યાં ગઇ છે, ત્યાં તેનું સર્વ કુળનું નિકંદન
કરાવ્યું છે. માટે હે સ્વામીનાથ? એને આપણે ઘેર ઊ
છેરી મોટી કરવામાં કાંઇજ સાર્થક નથી, ને રાખીશુ
તો આપણા કુળનું નિકંદન કરશે, એમાં કાંઇ શક
નથી. માટે હે મારા પ્રાણ પ્રિયપીયુજી? મારાં ગરી-
બ દાશીનાં વચન કાંનમાં લેઇ, આપણા રાજ્યમાં
નહી રાખતાં, બીજે ઠેકાણે મોકલવાને તાકીદે યોજ-
કરશો. એવી રીતે કેટલાક પ્રકારે રાવણને સમજાવી
પોતાના રાજ્યની બહાર મીથીલાપુરીમાં મુકી આવ
વાને સમજાવ્યો. રાવણે પોતાની પ્રિયાની કહેલીવા
ત સાચી માની એક મોટા વિકાળ રાક્ષસને બોલા
વી કહ્યું કે, આ પેટીને આપણા રાજ્યની અંદર ન

હીં રાખતાં, મીથીલાપુરીમાં જઇને તેને પાદર જ્યાંઉ જડ જગ્યા હોય, ત્યાં મુકી આવ. આવું રાવણનું બોલવું સાંભળી રાક્ષસ તે પેટી લેઈ જવાને તૈયાર થયો, અને જેવી પેટી માથે મુકવા જાયછે કે, અંદરથી ગેબી અવાજ થયો કે "હે રાજા રાવણ હાલ તો હું જાઉ છું પણ એકવાર તારે ત્યાં આવી તારા કુળનો નાશ કરાવીશ, એમ જાણજે." આ શબ્દ સાંભળતાંજ રાવણ ઘણો ક્રોધાતુર થયો, અને પોતાની કેડમાંથી કટાર કાઢીને મારવાને દોડયો. પણ મંદોદરીએ તેનું કાંડુ ઝાલી કેટલુંક સમજાવીને ટાઢો પાડયો રાક્ષસ પેટી લેઇને મીથીલાપુરીને પાદર આવ્યો, ને જ્યાં લોકોને કચરો પુંજો વગેરે નાખવાની ખરાબ જગ્યો હતી, ત્યાં લાવીને પેટી ફિકી, રાક્ષસ પોતાને સ્થાનક ચાલતો થયો.

આં પેટી દિવસે દિવસે ભોંયમાં દટાવા લાગી, પણ તેની કોઈ સંભાળ લેતું નથી. આખરે તે પેટી ભોંયમાંજ દટાએલી રહી. કેટલાક દિવસ વિત્યા બાદ એ જમીન રાજાએ બ્રાહ્મણોને દાનમાં આપીત્યારે બ્રાહ્મણોએ એ જમીન ચોમાસા અવલ હળથી ઉખેડવા માંડી. તે વખતે એ પેટી હળની કોશની સાથે અથડાઈ ઉપર આવી. આ જોઇ બ્રાહ્મણો અત્યંત ખુશી થયા, અને કહેવા લાગ્યા કે, આ પેટી દરબારની જમીનમાંથી નીકળી,

માટે દરબારનો હક છે. એમ જાણીને તેને દરબારમાં લે ઈ ગયા. રાજા જનકે તે પેટીને ઉઘાડી અંદર જોયું તો સુંદર કાંન્તિવાળી ને રૂપ તેજના ભંડારથી ભરેલી, પાંચ વર્ષની કન્યા જોઈ. રાજા જનક આ કન્યાને જોઈ, બહુ જ પ્રસન્ન થયો, અન પોતાને પૂત્રી નથી માટે તેને લાડ કોડથી ઉછેરવાને પોતાની સુનીથા રાણીને કહ્યું, જે હે પ્રિયા આ કન્યાની સારી રીતે બરદાશ કરીને, ઉછેરવાની છે. આપણે ઘેર પુત્રી નથી, માટે આપણી ઇછા પુર્ણ થવા માટે ઇશ્વરેજ આ પુત્રી આપીછે. માટે એનું બરોબર જતન કરજો. આવી રીતે પોતાના સ્વામીનાં ઉમંગ ભરેલાં વચન સાંભળીને સુનીથા રાંણી બહુજ ખુશી થયાં ને તેને ઘણાજ હેત વાલ ને ઉમંગથી ઉછેરવા માંડી.

જનક રાજાએ તેનું નામ "સિતા પાડયું" વળી એ વિદેહવડે ઉત્પંન્ન થઈ માટે તેનું નામ વિદેહી પણ આપ્યું. તેમજ જનક રાજાની પુત્રી એટલે જાનકી નામ પણ પડયું.

સિતા જેમ જેમ મોટી થતી ગઇ, તેમ તેમ ખાન પાનાદિકવડે શરીરે પુષ્ટ થતી ગઈ. તેના સદ્ગુણ અને તેજ આગળ તો કહેવાનું શું? વળી લક્ષ્મીનો અવતાર એટલે રૂપમાં તો પુછવુંજ શું? એના રૂપનું વર્ણન કરતાં શેષ સરખાઃ પણ થાકી જાય, તો માણસથી કેમ વર્ણ

વી શકાય. એમ કરતાં કરતાં સિતા આઠ વર્ષની થઈ, ત્યારે સરખી સરખી સાહેલીઓના ભેગી રમે, હસે, બોલે અન્યાદિક બાળ ચેષ્ટા કરતી થઈ.

કેટલાક દિવસ ગયા પછી એક દિવસ ફરશુરામ ફરતા ફરતા આયુદ્ધ સહિત મિથીલાપુરીમાં આવ્યા. રાજા જનકે તેમને આવતા જોઇ ઉભા થઈ સનમાન આપ્યું, પરણામ કરી અતિ આગ્રહથી ઘરમાં બેસાડ્યા. એક બીજા સાથે ક્ષેમ કુશળતાની વાતો કરતાં ભોજન કરવાનો સમય થયો; ત્યારે ફરશુરામ, રાજા, આદિ સર્વ મંડળ ઉઠ્યું. ફરશુરામે પોતાના આયુદ્ધ ઉતારી હેઠા મુક્યાં. શીવનું આપેલું જે મોટું "પ્રચંડ" ધનુષ્ય હતું, તે પણ ચોક વચ્ચે મુક્યું. પછી સ્નાન કરી નિત્ય કર્મથી પરવારી ભોજન કરવા બેઠા. સિતા બહારથી રમતી રમતી આવી, અને ચોકમાં પડેલું ધનુષ્ય જોઇને એક હાથે ધનુષ્યનો એક છેડો ઝાલી બે ચરણ વચ્ચે રાખી ઘોડો પલંગી કુદાવા માંડ્યું. ફરશુરામજીની નજર જમતાં જમતાં ત્યાં ગઈ તે જોઇ પોતે ઘણાજ ઉંડા વિચારમાં પડ્યા કે આવું મોટું "પ્રચંડ" ધનુષ્ય કે જેને ત્રિલોકમાં પણ ઉપાડી શકે એવો કોઇ સમર્થ નથી; તેને આ કન્યા લાકડીની પેઠે ફેરવેછે. એમ વિચાર કરતાં કરતાં સઉ જમી ઉઠ્યા, અને પાકશાળાથી બહાર આવ્યા. જનક રાજાએ ફરશુરામને મુખવાસ આપ્યો. તે

હેઇ રાજાને કહ્યું કે આ તારી પુત્રી કોઇ દેવતાઇ રૂપ છે; માટે હું તને કહું છું કે, આ ધનુષ્ય જે ઉપાડી ઉંચુ કરી એની ચાંપ ચડાવે તેને તું તારી પુત્રી પરણાવજે. કારણ કે ત્રિલોકયમાં કોઇ ઉપાડવાને સામર્થ્ય નથી એવું જેઆ ધનુષ્ય તે તારી પુત્રીએ લાકડીની પેઠે ફેરવ્યું. માટે એના જેવો ઉપાડનાર સામર્થ્ય, વર ખોળી કાઢીને તેનેકન્યા આપવી યોગ્ય છે; કે તે એનું પોષણ કરી સકશે. ઇત્યાદિ કેટલુંએક સમજાવી જનક રાજા પાસે હા કહેવરાવી ફરશુરાંમ પોતે બદ્રિકાશ્રમ માં ગયા.અનેધનુષ્યજનકરાજાના ચોકમાં પડયું મુકયું.

સિતા પરણવા યોગ્ય થઈ ત્યારે જનકરાજાએ શુભ મુહુર્ત જોઇને સ્વયંવર રચવા માંડયો તે વિષે દેશ દેશના રાજાઓને કંકોત્રીઓ લખી તેડાવ્યા.

અયોધ્યાથી દશરથ રાજાના પુત્ર રામ અને લક્ષ્મણ બંને ભાઇઓ યજ્ઞની રક્ષા કરવા વિશ્વામિત્ર રૂષીની સાથે ગયા હતા. યજ્ઞનું કામ પુર્ણ થયા પછી બંને ભાઇઓ તથા રૂષી પાછા વળી ઘેર આવતા હતા; એટલામાં સિતાના સ્વયંવરની વારતા સાંભળી, એટલે ત્યાં જવાનો વિચાર સંર્વને થયો. રામ, 'લક્ષ્મણ ને વિશ્વામિત્ર'આદી રૂષીઓ સાથે મિથીલાપુરી તરફ વ. ળ્યા. થોડેક દિવસે મિથીલાપુરી નજીક આવી પહોંચ્યા. તેની પાસે સુંદર ઉપવન (બાગ) હતું ત્યાં મુકા

મ કર્યો. સઉએ પોત પોતાની રસોઈ કરી, જમી રહ્યા પછી સરવે હાસ્ય વિનોદની કથની કરી, નિંદ્રાવશ થયા. પ્રાતઃકાળમાં રામચંદ્રજી અને લક્ષ્મણજી બને ભાઇઓ પોતાના ગુરૂ વિશ્વામિત્રની આજ્ઞા લેઈ ઉપવનની ચરચા જોવા નિકળ્યા. સિતા પોતે સવારના પોહોરમાં સૂતાં ઉઠી દંતધાવન કરી, માથુ હોળી સ્નાન કરી સ્વચ્છ ધોયેલાં વસ્ત્ર ધારણ કરી, સોળે શૃંગાર સજીને હાથમાં પુજાપાત્રીનાં સાહિત્ય લેઇને અંબિકાજીની પુજા કરવા જવા લાગી; તે સાથે પોતાની કેટલીએક સાહેલીઓને લેઇને ગઈ, સિતા અંબાજીના દેવળમાં પેશીને માતુશ્રીની સનમુખ બેશી ષોડષો પચારથી પુજા કીધી; ને દ્વીહસ્ત જોડી સનમુખ ઉભી રહીને પ્રાર્થના કરવા લાગી; કે હે દેવી, હે માતુશ્રી, હે મહંમાયા, મને મારા યોગ્ય સુંદર ભરથાર આપજો.

દેહેરામાંથી બહાર નીકળી પાછી ફરવા જાયછે કે રામ તથા લક્ષ્મણ બગીચામાં ફરતા દીઠા. આ બને કુંવરોનું સુંદર અને કોમળ અંગ જોઇ સિતાની તેઓના ઉપર આંખ ઠરી. પોતાની પાસે દાસી હતી તેને કહ્યું કે પેલા વાડીમાં બે કુંવર ફરેછે તે કોણ ને કયા ગામના છે,! તે તું જાતે જઇને પુછી આવ. સિતાના આવાં વચન સાંભળી દાસી તે કુંવરોપાસે જઇ ને પુછવા લાગી, હે કુંવરો તમે કયાંના રહેવાશી છો. તેમજ તમારૂ તથા

તમારા માત પિતાનું નાંમ શું? ત્યારે રામે જવાબ દીધો કે હે બાઇ અમે અયોધ્યાના દશરથ રાજાના પુત્ર છીએ ને અમારૂં નામ રામ. ને લક્ષ્મણછે.એટલું કહેતામાંતો દાસી પાછી વળી ને સીતાને સર્વે વૃત્તાંત જાહેર કર્યું. " એ બંન્ને અયોધ્યાના દશરથ રાજાના પુત્રછે. તે આપના સ્વયંવરમાં વિશ્વામિત્ર રૂષિની સાથે આવ્યા છે " સિતા આ પ્રમાણે દાસીની સાથે વાત ચિત કરતી હતી એટલામાં સિતાની દ્રષ્ટિ રામતરફ ગઇ ને રામની દ્રષ્ટિ સિતા તરફ ગઇ. એવી રીતે બંનેનાં નેત્ર એકમેક થવાથી એકએકના ઉપર મોહીત થયાં રામચંદ્રજીએ પોતાનો ધર્મ વિચારી પોતાનું ચિત્ત ત્યાંથી ફેરવી દ્રષ્ટી આડી કરી. પણ સિતા તેના ઉપર અત્યંત મોહ પામી ગઇ. અને પોતાના મનમાં નિશ્ચય કીધો કે મારે પરણવું તો એનીજ સાથે. બીજો ગમે એવો સદગુણી, સમૃદ્ધિવાન, ને ધનુષ્ય ભાગે એવો આવે તો પણ એનેજ વરૂં. એવું તેજ વખતે'પણ' લીધું. વળી મનમાં વિચાર કરવા લાગી કે મારા બાપે જે શીવ ચાપ આડુ નાખ્યું છે તે એમનાથી નહીં ઉચકાય તો મારે દેહ ત્યાગ કરવો પડશે. " પણ ખેર " ઇશ્વર મારી લજ્જા રાખશેજ. એમ વિચાર કરતી કરતી ઘેર આવી.

બને કુંવર આ સુંદર પદમણી, મનોહર કાન્તિવાળી, તેજસ્વી, ને સદગુણના અંબારથી ભરેલી સિ

તાને જોઇ અંજાઇ ગયા; ને લક્ષ્મણે પોતાના ભાઇને પુછયું કે આ બાઇ કોણ હશે? રામે સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યું.

સિતાએ પોતાના પિતાને સર્વે હકીકત કહી તે ઉપરથી જનકરાજા મોટા સમાજ સાથે ઘણા દબદબાથી વિશ્વામિત્ર રૂષિને સામા નગ્રબહાર તેડવા ગયા, અને અત્યંતમાન સહિત પોતાના નગ્રમાં આણ્યા ને એક સારા સુશોભિત મહેલમાં ઉતારો આપ્યો.

જનક રાજાએ મોટા દબદબાથી નાના પ્રકારના શૃંગારથી પોતાની મિથીલાપુરીને શણગારી. ને એક સુંદર વિશાળ મંડપ રચ્યો તેમાં સોના, રૂપાનાં હીરા, માણેકથી જડીત સુંદર હારોહાર સિંહાસનો ગોઠવ્યાં. ને લગ્નને દિવસે સૌ રાજાઓ પોત પોતાના દમામ સાથે મંડપમાં આવવા લાગ્યા, તે વખતે રામલક્ષ્મણ પણ વિશ્વામિત્ર રૂષિની સાથે રસ્તેથી આવતા હતા,આ બંને ભાઇઓની જુગલ છબી જોઈ લોકો સૌ મોહિત થઈ ગયા. ને માંહો માંહે સૌ વાત કરવા લાગ્યા કે ધન્ય છે? સિતાના ભાગ્ય વીશે, હે સિતા તું આ વરને પામજે એવી લોકો આશિષ આપવા લાગ્યા, વળી કોઇ કહેછે કે એમને તો જનકે તેડાવ્યા છે. વળી બીજાં કહે છે કે એતો અમસ્તા જોવા આવ્યા છે. એવી રીતે રૈયત સૌ ઉલટા સુલટી બોલવા લાગી.

સિતા પોતાની સખિઓ સાથે પોતાના મહેલની અટારીએ બેઠી બેઠી આ સર્વ વૃત્તાંત જોતી હતી; પણ મનમાં ધનુષ્ય ઉપડશે કે નહીં તે વિષે ફીકર કરતી હતી.

વિશ્વામિત્ર રૂષિની સાથે બંને કુંવરો મંડપમાં આવી બેઠા. તે વખત સૌ સભા ઝાંખી પડી, ને વિચાર કર્યો કે, નક્કી સિતા રામનેજ વરશે. એમાં શક નથી. ત્યારે તેમાંનો એક બોલ્યો કે, અમે તો જોવા આવ્યા છીએ. બીજો કહે છે કે, મારે ને જનકરાયને વરવટ છે, માટે આવ્યા છીએ. ત્રીજો કહે કે શું કરીએ કુળની લાજ પ્રમાણે આવવું પડ્યું. ચોથો કહેછે કે અમે તો જતા આવતા આવ્યા છીએ, એ પ્રકારે સૌ ઉલટા ઉલટી બોલવા લાગ્યા.

લગ્નને દિવસે સિતા સોળ શૃંગાર સજી હસ્તમાં વરમાળ લેઈ મંડપમાં આવી ને એક રત્ન જડીત સિંહાસન ઉપર બેઠી તે વખત સૌના હાથ હેઠા પડ્યા સિતા કોઇના સામુ જોતી નથી. ને મનમાં રામનુંજ રટણ કરે છે. પછી "દશુશ્રી" નામના ભાટે ઉઠીને સભા મધ્યે બે હાથ જોડી સૌને અરજ કરીને કહ્યું કે, આ ધનુષ્ય જે ઉપાડશે, તેનેજ સિતા વરમાળ આરોપશે. આ વચન સાંભળતાંજ સૌ રાજાઓએ નિચું જોઈ ભોંય ખોતરવા માંડી. એમ કરતાં કરતાં બે ચાર

ઘડી થઈ પણ કોઈ ધનુષ્ય ઉપાડવા ઉઠયું નહીં. તે વ ખતે રાજા જનકના પેટમાં ચરેડો પડયો. ને મારી પુ ત્રીશુ? કુંવારીજ રહેશે? એમ વિચાર કરી બોલી ઉ-ઠયો કે ફટછે, સૌને કે કોઇ ક્ષત્રીનો પુત્ર શું આ પૃથ્વી ઉપર નથી? ઇત્યાદિક ઘણાક કઠણ વચન કહ્યાં. ત્યારે લક્ષ્મણને ઘણોજ ક્રોધ ચડયો. પણ રામે તેને ડ્યાવી રાખ્યો. અને પોતે ગુરૂની આજ્ઞા લેઈ એકદમ ઉઠી બે ચરણવચ્ચે ધનુષ્યને રાખીચારકડકા કરી નાંખ્યા.

સિતા આ જોઈ ઘણીજ ખુશી થઈ, અને એકદ મ પોતાના આસન ઉપરથી ઉઠીને વરમાળ રામને પે-હેરાવી. આ વાત ગામમાં ચરચાતાં બધી જગ્યાએ જયજયકાર થયો. અને સ્વયંવરમાં આવેલા રાજાઓ સૌ ફીકે મોઢે નિચું જોઇને ચાલતા થયા, વિશ્વામિત્ર-ને પણ આ વખતે હર્ષ માતો નથી, કારણ કે પોતાના શિષ્યોએ જયનો ઝુંડો ચડાવી સૌનું પાણી રાખ્યું. જનક રાજાએ કંકોત્રી લખી અયોધ્યામાંથી દશરથ રા જા ઇત્યાદિ સાથે જાન તેડાવી. રાજા દશરથ જાન લે ઇ પોતે મિથીલાપુરીમાં આવ્યા. સારૂ મુહુર્ત જોવરા-વીને રામને સિતા પરણાવ્યાં. રાજા જનકે હય, રથ, ગજ, માફા વિગેરે ધન તથા વસ્ત્રાલંકારથી સારી રીતે પેરામણી આપી. અને જાનને સારી રીતે ભોજન કરા વી. પરોણા ચાકરી કરી. થોડા દિવસ રહીને જાન પા

છી અવધપુર જવા નિકળી. રાજા જનકે સોનેરી સાજ ઉપર અમુલ્ય રત્ન જડીત એવા સાજ સહિત એક હાથી મંગાવીને રત્ન જડીત અંબાડી તે ઉપર ચડાવી. રામ ને સિતા બંનેને બેસાડયા. ને સૌ વાજતે ગાજતે નગ્રની બહાર આવ્યાં નગ્રના તમાન લોક તથા રાજા ઇત્યાદિક સૌ પાદરસુધી વળાવા આવ્યું. ત્યાંથી જાનને વિદાયકરી. ને સર્વે લોક પાછા નગ્રમાં આવ્યા.

આગળ ચાલતાં રસ્તે ફુરશુરામ મળ્યા. તેમની સાથે લડાઇ કરી તેમાં રામનો જય થયો. પછી સૌ અવધપુરમાં આવ્યા. નગ્રના લોક વર કન્યા જોવાને ઠેર ઠેર ઊભા હતા. સૌ સિતાને જોઇ અત્યંત ખુશી થયા ને સોનાના ફુલોથી વધાવવા લાગ્યા.

આગળજતાં રાજમહેલ આવ્યો એટલે સિતા હાથી ઉપરથી નિચે ઉતરી પોતાની વૃધ સાસુઓને પગે પડી, સૌએ માથે હાથ મુકી આશિષ દીધી. પછી સુંદર રસોઇ કરીને સૌ જમ્યાં. બીજે દિવસે સૌ નગ્રના લોકો સિતાને ચાંલ્લો કરવા તથા જોવા આવ્યા. તેની સાથે સિતા ડાહ્યું ડાહ્યું બોલે તેથી તેના પ્યારા બોલોથી સૌ આનંદ પામવા લાગ્યાં.

દિવસે દિવસે સિતા પોતાની ફરજ એવી રીતે બજાવવા લાગી કે ઘરના સૌ માણસોને અતિ પ્રિય લાગતી જાય અને દરેક કામમાં તેઓ સિતાનેજ આ

ગળ કરે તે સિતા એવી ચતુરાઇ, ડહાપણ, અને સભ્યતાથી કરે કે સઉને તેનું કામ પસંદ કર્યા વિના ચાલેજ નહીં. સાસુ વિગેરે સાથે વખતે મંદ મંદ હસે, પણ તે કોઈ સાંભળી શકે નહીં. તેમજ વસ્ત્ર એવી રીતે પેહેરે કે સ્વતનનો ભાગ જરા પણ દેખાવા પામે નહીં. સાસુ સસરાનો બોલ અડધે શુકને માને. પોતાના પતિ સાથે અવર માણુસની મર્યાદા રાખી બોલે નહીં. સઉને ઘટે તેમ બોલાવે, સાસુ, સસરા, દિએર, જેઠ, નણંદ, દેરાણી, જેઠાણી, ઇત્યાદિ સગાં વહાલાં આવે તેને ખરા અંતઃકરણથી બોલાવી પરોણાગત કરે, આવાં સિતાનાં કૃત્યોથી તથા શાંત સ્વભાવથી તેના ઘરના માણસો તથા નગ્રના લોકો પણ સિતાના ઉપર ઘણોજ પ્યાર જણાવવા લાગ્યા. સિતાને સાસરામાં ઘણા દિવસ થયા, એટલે સવળી વાતમાં કેમ બોલવું, તથા કેમ વર્તવું, વળી ઘરની સંભાળ કેવી રીતે રાખવી, સગા વહાલામાં કેમ વર્તવું, વિગેરે સર્વે વાતમાં પ્રવીણ થઇ. પ્રાતઃકાળમાં સર્વથી પહેલાં ઉઠી સ્નાન કરી સૌને નવરાવે પોતાના સ્વામીને દેવતાર્ચનને સારૂ સર્વે સામગ્રી તૈયાર કરી આપે. તેમજ શુદ્ધતાથી સ્વાદીષ્ટ રસોઇ કરી સૌ ને જમાડે ને પછીથી પોતે જમે. ઇત્યાદિ. એના સદગુણ અને ડહાપણથી ગામના લોકો એનાં બહુજ વખાણ કરવા લાગ્યા.

નગ્રની કેટલીક ઉંચ જ્ઞાતિની સ્ત્રીઓ સિતાની દ્હાપણની વાત અને હસમુખાં વેણ સાંભળવાને બેસવા સારૂ તેડવા આવતી. ત્યારે સાસુની આજ્ઞા લેઇ થોડું ત્યાં બેશીને તેમને ખુશીકરતી, પણ ઘરના મનુષ્યની આજ્ઞા શિવાય કદિ બહાર જતી નહીં. રસ્તે પાણી વિગેરે ભરવા જાય તો પણકોઈ મુખારવિંદ જોવા પામે નહીં રસ્તે ચાલતાં કોઇના સામુ જોવું કે ઉભા રહી વાત કરવી એતો તેને ટેવજ નહોતી,ઘરમાં સિતા વિના સર્વને એક ઘડી પણ ચાલે નહીં; પૈસો ટકો વસ્ત્રાલંકાર વિગેરેનો વહિવટ સિતાનેજ હાથે થતો સિતા જે કહે તે થાય એમ સૌ આનંદમાં ને આનંદમાં દિવસ નિર્ગમન કરતાં હતાં.

દશરથ રાજાએ પોતાના પુત્રનું પરાક્રમ અને વહુના ગુણ ઉપર વિચાર કરી રામને પટ્ટાભિષેક કરવાનું નક્કી કર્યું. ને પોતાના વશિષ્ટ મુની (ગોર) ને બોલાવી શુભ મુહુર્ત કઢાવ્યું. આ વાત નગ્રમાં ચરચાતાં સર્વલોક અતિ ખુશી થયા.નેખુશી થાય એમાં કાંઇનવાઇનહોતી.

આ વાત જનાન ખાનામાં ગઇ. ત્યાં દશરથ રાજાનીરાણી કેકૈઇએ પોતાના છોકરાને ગાદી નહીં મળવાની વાત સાંભળી આક્રંદ કરવા માંડ્યું. દશરથ રાજા પ્રથમ કેકૈઇ સાથૈં વચનથી બંધાયેલા હતા. તેથી આ સમે કેકૈઇએ પોતાના સ્વામી પાસે વચન માગ્યું, કે હું જે

માગું તે મને આપો. ત્યારે રાજા દશરથે કહ્યું કે માગ, જે માગે તે આપું. ત્યારે કેકૈઇએ કહ્યું કે રામને બાર વર્ષ સુધી વનવાશ મોકલો. અને મારા પુત્ર ભરતને રાજ્ય સોંપો. આ વારતા સાંભળતાં વારનેજ દશરથ રાજા મુર્છાગત થઈ પડયા. થોડીવારે શુદ્ધિ આવી. ત્યારે મન સાથે ઘણાજ દિલગીર થયા. પણ શું કરે! પોતે વચન આપેલું તે કબુલ કર્યા વગર કેમ ચાલે. રામને વનવાશ મોકલવાનો હુકમ કર્યો રામને વનવાશ જવાની વાત નગ્રમાં ફેલાતાં સૌ હાથ ઘસવા લાગ્યા. ને હડતાળ પાડી. ને હાહાકાર થઇ રહ્યો.

રામને વનવાશ જવાની વાત કાને પડતાંજ પોતાના પિતાનું વચન પાળવા પોતે તત્પર થયા. લક્ષ્મણે પોતાના ભાઇને વનવાશ જવાની ખબર સાંભળી પોતે એકલા રહેવું, તે કરતાં રામની સાથે જવું તે સારૂં. એમ ધારી પોતે પણ તૈયાર થયો.

આ વાત સિતાને ખબર પડતાં સિતા પણ સાથે જવા તૈયાર થઈ. પણ રામચંદ્રજીએ ના કહી. સિતાએ પોતાનું વ્રત પાળવા પોતાના સ્વામીને ઘણીજ આજીજી સાથે કહ્યું પણ રામચંદ્રજીએ ના કહી ત્યાર પછી સિતાએ નિચે પ્રમાણે વીનંતિ કરી.

મામેરૂ મોસાળ્મુલનું (એ રાગ.)

સતિ સિતા વદે સુણો સ્વામિજી, મુકી ચાલ્યા મુને વ

વાશ, હૈયે પડે ત્રાશ, પ્રીતમ રાખો પાસમાં. ૧
પિતા વચને પ્રીતમ વન પરવરો; વનવાશનો પેરીને વે
શ, ચાલ્યા પરદેશ, પ્રીતમ૦ ૨
સ્વામિ દાશી તમારી હું રંકછું, મુને વનમાં આવ્યાના
કોડ, જેથી શોભે જોડ, પ્રીતમ૦ ૩
સ્વામિ મુજને મુકીને જો ચાલશો, મારા પ્રાણનો ત્યા
ગ કરીશ, ફરી ન મળીશ, પ્રીતમ૦ ૪
સ્વામિ મુજને મુકો કો'ને આશરે, હુંથી ઘડીએ ન ઘર
માં રે'વાય, જરૂર જીવ જાય, પ્રીતમ૦ ૫
સ્વામિ વાહન કાંઇ પાસે નથી; નથી લેતાજી દાશી કે
દાસ, વાટે પામો ત્રાસ, પ્રીતમ૦ ૬
સ્વામિ સુખ દુઃખ કેરી વારતા, કો'ની આગળ જઇને
કહીશ, ફીકરમાં રહીશ, પ્રીતમ૦ ૭
સ્વામિ ભાગી છું સુખ દુઃખમાં, ઘેર બેઠી હું ભોગ
વું સુખ, તમે વેઠો દુઃખ, પ્રીતમ૦ ૮
સ્વામિ પિયેરમાં જઈ શું કરૂં, નવ રહેવાય ઘડીએક
વાર, લાગે વર્ષ બાર, પ્રીતમ૦ ૯
કોણ વનમાં રસોઈ બનાવશે, કોણ ચાંપશે નાથજી પા
ય, જેથી થાક જાય, પ્રીતમ૦ ૧૦
કોણ વનમાં ઉષ્ણોદક આપશે, ચોળી નવરાવશે તન
શ્યામ, જવા શ્રમ ઘામ, પ્રીતમ૦ ૧૧
કોણ વનમાં સૈયા સેજ આપશે, પ્રીય પાસે નથી દાશી

દાસ, પામો તન ત્રાસ, પ્રીતમ૦ ૧૨
દુઃખ ખમશો જે આપ કોમળ છતાં, કહો મુજથી ન કેમ ન ખમાય, લાગુ તમ પાય, પ્રીતમ૦ ૧૩
દુખ હોય પિયેર મન માનતું, પણ હોય નહીં પીયુ પાસ, નારી રે' ઉદાસ, પ્રીતમ૦ ૧૪
માટે તમ વિના મુજને ગમે નહીં, નહીં પડશે પીયેરમાં સુખ, થશે ઘણું દુઃખ, પ્રીતમ૦ ૧૫
માટે વિનંતી ટુંકામાં છે એટલી, જવા વનમાં જો તત્પ થાઓ, (તો) સાથે તેડી જાઓ, પ્રીતમ૦ ૧૬
સુણી વાણી સિતાજીની રામજી, ઘણા પ્રસન્ન થયા ને સીવાર, સિતાજીને સાર, પ્રીતમે રાખ્યાં પાશમાં ૧૭.

ઉપર પ્રમાણે સિતાજીએ પાયે લાગી, ગદગદ કંઠે સ્તૂતી કરી, હે સ્વામીનાથ! હું આપની અર્ધાંગના દાશી આપનું જ્યાં શરીર ત્યાંજ રહેવા સરજી છું. મારે જપ. તપ. તિર્થ, દાન, એ સવ આપ છો. આપની સેવાનું ફળ આગળ જે લખાવ્યું તે, કરતાં વિષેશ છે. માટે મારે સાથે રહેવું એ યોગ્ય છે. તમારે સુખે સુખ ને દુઃખે દુઃખ મારે છે. ટોળા વખુટી મૃગલી એકલી રહી શકે નહી, તેમ હું આપ વિના એક ક્ષણ પણ કાઢી શકું નહીં. આપના પાસ રહ્યા સિવાય મારૂં સિયળ પણ રહી શકે નહીં. વળી જે જ્યાં રહેવા સરજ્યું છે ત્યાંજ શોભે. આ બધા સંબંધીછે, તે તમારાથીજછે

સ્ત્રીનો પરમ ધર્મ પતિવૃત અને સ્વામીની સેવા એજ છે. તો હું આપના વિના કોની સેવા કરૂં, અને સ્ત્રીએ પતિવિના રહેવાથી, તેને અનેક વિઘ્ન નડેછે. હું તમને વનવાશમાં કાંઇપણ દુઃખ નહીં દેઉં. આપ જેમ ફરમાવશો તેમ વરતીશ. વળી વનવાશ દુઃખમાં હું વિશ્રાન્તિ રૂપ થઇશ. ત્યારે રામચંદ્રજી બોલ્યા. હે પ્યારી તમારાથી વનનો તાપ, ટાઢ, વર્ષાદ, નહીં સેહેવાય. સ્ત્રી જાત ઘણીજ કોમળ રહે છે. ન મંદ અક્કલને લીધે તેઓ સાહસ કામ ઘણાં કરે છે, માટે પાછળથી પસ્તાશો તેથી સાથે આવવાનો મમત મુકી દો.

સિતાએ કહ્યું કે આપના વિયોગનો તાપ સહેવો તે કરતાં વગડાનો તાપ સહેવો, હું ઘણોજ ઉતકૃષ્ટ સમજુછું. સુર્યના કિરણો મને એ તાપથી વધારે નહીંજ નડે. ને જેમ માની સોડમાં બાળક રહે છે, તેમજ આપની ઓથમાં મને રહેવાથી ટાઢ નડશેનહીં. વળી તમારા વિના મારે આંસુનો વરસાદ વરસાવવો તે કરતાં મારા શરીર ઉપર કુદરતી વરસાદ ખમવો, તે વધારે સારૂ સમજુ છું.

વળી હે મારા પ્રાણજીવન પિયુજી આપની સેવામાં તત્પર રહેવાથી મારૂં ભુષણ જેવું સોભશે, તે કરતાં સોના રૂપાનાં ઘરેણાં વિગેરે વસ્ત્રાલંકાર પહેરવાથી વધશે નહીં. વળી આપને જમાડી મારે જમવાનો નિ

યમ છે, તે વૃત મારૂ ભાગે, તેથી હું પતિત થાઉં. ને વખતે જે મળશે તે ખાઇશ. આપના કર્મમાં મારો અડધો હિસ્સોછે, તો આપ જાણોછો. મને તમારા શિવાય કાંઈ પણ, વૃત વૃતાદિક નિયમો પાળવાને અધિકાર નથી. એવાં પ્યારનાં વચન સુણીને રામ પ્રસન્ન થયા. અને સિતાને કહેવા લાગ્યા જે ગુરૂની આજ્ઞા શિવાય મારાથી સાથે તેડી જવાય નહીં. કારણ કે લોકોનો અપવાદ બેસે. માટે મારી પ્રાણ વલ્લભા હે પ્યારી, ગુરૂને પુછી જુઓ. જો પોતે આજ્ઞા આપતા હોય તો મારી સાથે આવો.

સિતાએ વસિષ્ટ ગુરૂને માણસ તેડવા મોકલ્યું તેઓ આવતા દેખી શીર સાષ્ટાંગ દંડવૃત કરી સુવર્ણના રત્ન જડીત બાજડપર બેસાડીને પુજા કરી, ને દ્વી હસ્ત જોડી સનમુખ ઉભી રહીને વદવા લાગી કે, હે ગુરૂજી; મારા સ્વામિ વનવાશ જવા તૈયાર થયા છે, ને તેમની સેવા કર્યા વિના મારે એક ક્ષણ પણ ચાલે નહીં માટે મને સ્વામિની સાથે જવાની આજ્ઞા આપો. આવાં સિતાજીનાં વચન સાંભળીને ગુરૂજી બોલ્યા કે તમારે સ્વામિની શાથે જવાની કાંઈ પણ બાધ નથી. માટે ખુશી સાથે તૈયાર થાઓ, આવાં ગુરૂજીનાં વચન સાંભળીને સિતા અત્યંત ખુશી થયાં ને સ્વામીની સાથે વનવાશ જવાને તૈયાર થયાં.

રામ, લક્ષ્મણ, ને સિતા ત્રણે મા બાપની આજ્ઞા લેઇ રથમાં બેઠાં. ને કૌશલ્યા આદિ સૌ રડતાં કકળતાં વળાવા ગયાં રથ ગામની પાદર સુધી આવ્યો ત્યારે ઉભો રાખીને રામ સૌને મળવા લાગ્યા. ને સિતા પણ પોતાની સાસુ વિગેરને રથમાંથી હેઠી ઉતરી પગે નમી ને સૌને કહેવા લાગ્યાં જે, હવે તમે સરવે પાછાં વળો ને અમારી જરા પણ ફિકર કરશો નહીં. એમ કહીને સૌને શાંન્ત કીધાં, ને પાછાં વાળ્યાં. અને રથ હાંકવા માંડયો, આગળ જતાં જતાં ગંગોત્રી આવી પહોચ્યાં, ત્યાં રાતવાસો કર્યો. પ્રાતઃકાળ થતાં ત્રણે જણ ઉઠીને સ્નાન કરી વનવાશનાં લીધેલાં વસ્ત્ર ધારણ કરી આગળ જવાતૈયાર થયાં ને રથને પાછો વાળ્યો ને ગંગા નદી ઉતરીને પગ રસ્તે ચાલવા માંડયું.

રઘુપતી રામ રૂદેમાં રે'જોરે (એ રાગ).

રામ સિતાને લક્ષ્મણ વીરરે, ઘણું દુઃખ સહેછે શરીરરે;
મોટા સૂરની નવ રહે ધીર, મહા દુઃખ પામતાંરે. ૧
ઘણી મનમાં વિમાસણ થાયરે, જળાયેના જીવડા જાયરે;
પડે આખડે ને બેઠાં થાય, મહા દુઃખ પામતાંરે. ૨
ખેરખાખરનેબોરઅપારરે, આંબાઆવળનોનહીંપારરે;
વનમાંસિંહકરેછેપોકાર, મહાદુઃખપામતાંરે ૩
ઘણુંશોરાયકાંટેશરીરરે, નેત્રમાંથીવહેછેઘણુંનિરરે;
થાયઉઝરડાફાટેચિર, મહાદુઃખપામતાંરે ૪

રામલક્ષ્મણઆગળજાયરે, સર્પસિંહતેસામાધાયરે;
ઘણીફિકરસિતાજીનેથાય, મહાદુઃખપામતાંરે ૫
રામકરેછેમનમાંવિચારરે, ધનધનસતિનોઅવતારરે;
નવનિકળતીઘરનીબા'ર, મહાદુઃણપામતાંરે; ૬
તેથીઆવાજંગલમાંઆવીરે, સેવાસ્વામિનીદીલમાંભા
વીરે; કરે રૂદનઆંસુડાંલાવી, મહાદુઃખપામતાંરે ૭
વાયેપવનતણાસપાટારે, વાગેઝાંખરાતણાઝપાટારે;
વાગીઠોકરોનેનખફાટ્યા, મહાદુઃખપામતાંરે ૮
માંહેરૂધીરધારાવેહેછેરે, સુખદુઃખતેદેહથીસેહેછેરે;
સ્વામિસેવામાંહાજરરે'છે. મહાદુઃખપામતાંરે ૯
ઘણુંકોમળસિતાનુંઅંગરે, ગોરૂગાત્રગુલાબસો'રંગરે;
મહાદુઃખેથયાંમનભંગ, મહાદુઃખપામતાંરે ૧૦
જેમપુષ્પતાપેકરમાયરે, તેમઆકુળવ્યાકુળથાયરે;
મુખેઅરરરકરતીજાય, મહાદુઃખપામતાંરે ૧૧
ઘણુંતડકેતપીગયુંતંનરે, રોઇરાતાંથયાંછેલોચંનરે;
સિતાથઇગયાંમનભંગ, મહાદુઃખપામતાંરે ૧૨
જેપુષ્પસૈયામાંપોઢતાંરે, રૂડીસાલનેપામરીઓઢવાંરે;
જાડઝાંખરામાંતેદોડતાં, મહાદુઃખપામતાંરે ૧૩
મૃત્યુવનજંગલનુંછેનામરે, કોઇ ઘાલીશકેનહીંહામરે;
ઝેરીસર્પફરેબહુઠાંમ, મહાદુઃખપામતાંરે ૧૪
મોટાસિંહદિસેછેવિક્રાળરે, જાણેકરશેપલકમાંઆ'રરે,
કુદીકુદીમારેછેફાળ, મહાદુઃખપામતાંરે ૧૫

ભયંકરધુવડત્યાંબોલેરે, સિદ્ધતપશીતણાંદિલડોલેરે;
ઘણાંહરણાંજ્યાંમળીઆંછેટોળે, મહાદુઃખપામતાંરે ૧૬
સિતાસતીતેમનમાંવિચારેરે, મેંતેપાપકર્યાંહશેકયારેરે;
આજભોગવવાંપડેમારે, મહાદુઃખપામતાંરે ૧૭
પડેઆખડેરડતીજાયરે, તનમાંતાલાવેલીબહુથાયરે,
જાણેજરૂરજીવડોજાય, મહાદુઃખપામતાંરે ૧૮
પુર્વેશાંએકર્યાંહશેપાપરે, કોનાલીધાહશેભુંડાશ્રાપરે,
પ્રભુગુન્હોકરોમારોમાફ, મહાદુઃખપામતાંરે ૧૯
સિતાશોકકરેમનમાંહ્યરે, કેશકાંટાનીમાંહ્યભરાયરે,
કરેરૂદનમુખેત્રાહ્યત્રાહ્ય, મહાદુઃખપામતાંરે ૨૦
દિનસાતથયાવનજ્યારેરે, દિઠુંમુખમનુષ્યનુંત્યારેરે,
સિતાઆવ્યાંભીલડીદ્વારે, મહાદુઃખપામતાંરે ૨૧
ભીલડીએકર્યોવિચારરે, દિઠુંઅદભુતરૂપઅપારરે.
કાંઇઆપુંલાવીનેઆ'ર, મહાદુઃખપામતાંરે ૨૨
એમસમજીનેગઇવનમાંયરે, પાકાંફળલાવીત્રણત્યાંયરે,
સિતાબેસાડયાંઝાલીનેબાંહ્ય, મહાદુઃખપામતાંરે ૨૩
થઇસા'તાનેઆવીછેધીરરે, ચોખુંપાયુંલાવીનેનીરરે,
પાસેબેઠાછેબંનોવીર; મહાદુઃખપામતાંરે ૨૪
ખાધાંફળનેપીધુંછેનીરરે. પછીબોલ્યાશ્રીરણધીરરે,
સિતાપાથરીનેસુવાચીર, મહાદુઃખપામતાંરે ૨૫
એકદિવસરહ્યાતેઠામરે. પછીઆવીતેમનમાંહામરે,
હવેચાલોનેબીજેમુકામ, મહાદુઃખપામતાંરે ૨૬

થયોપ્રાતઃકાળતેઠારરે, પશ્ચાપથેબેબંધુનેનારરે,
પ્રૌઢપરવતદીઠોવિશાળ, મહાદુઃખપામતારે ૨૭
ચિત્રકોટપરવતનુંછેનામરે, ઘણીઆવીછેમનમાંહામરે,
ગયાગ્યાલવરૂપીનેરામ, મહાદુઃખપામતાંરે ૨૮
રૂપીએરહેરામફુરીઆ રીરે. કાશીરામમાગેછેમાફીરે,
દુઃખકોઇનેનાપડશોકદાપી, મહાદુઃખપામતાંરે ૨૯

સિતાનું શરીર કોમળ અને સુશીળ તેથી ચલાય નહીં, રામ આગળ જઇને ઉભા રહે, વળી સૌ આવી મળે એટલે રસ્તે ચાલતાં થાય. સિતા થાકી જાય ત્યારે સૌ બેસે. ચાલતાં ચાલતાં સિતા અત્યંત થાકી ગઈ, ને મોઢે ફાકા પડવા લાગ્યા, ને પગ પણ ગળગળી ગયા, આંખમાં આંસુ પણ આવ્યાં, પણ પોતે સ્વામિને એકે શબ્દ કહેતી નથી, અને જેમ તેમ મોં ઠીક રાખીને રસ્તે ચાલવાનું કરે છે. રામચંદ્રજીએ સિતાની સામું જોયું. તો મોઢાનું નુર ઉતરી ગયેલું, ને ચાલવાની શકિત દીઠી નહીં. સિતાનું આવું ઉતરી ગયેલું મુખારવિંદ જોઈ રામના ચક્ષુભરાઇ આવ્યાં ને અશ્રુપાત કરવા લાગ્યા. પણ શું કરે. લાચાર કાંઇ રસ્તો નહોતો. એમ કરતાં કરતાં મધ્યાન્હકાળ થયો ત્યારે મુકામ કર્યો. સિતા આટલી બધી થાકેલી છતાં આશપાસ બળતણ ખોળવા નિકળી, અને તે લાવીને પાસે કુવો હતો, તેમાંથી પાણી ભરી લાવીને

ખુબ ઉનું કરીને રામના પગ ચોળીને નવડાવવા લા ગી. પછી રસોઇની સામગ્રી તૈયાર કરીને સૌને જમા ડયા. પછી પોતે જમી. પછીથી સ્વામીની પગ ચંપી કરવા લાગી. તે કરતાં કરતાં પોતે નિંદ્રા વશ થઇ. અ ને ડંડો પોહોર થયા પછી ત્રણે જણ તે જગ્યાથી ચા-લતાં થયાં. આમ તેમ જંગલમાં ભટકે છે. રસ્તામાં અ થડાતાં કુટાતાં જાય છે. તેમને દેખી ભીલડીઓ સિતા ની પાસે આવી. ખબર પુછે, તે ઉપરથી તેમના મન માં દયા ઉત્પન્ન થવાથી, ફળ ફળાદિક વિગેરે કાંઇ લા વી આપે' તો તેઓ સર્વે મળીને આરોગે, સિતા તેમ નો ઉપકાર માની પાસે બેસાડે, સુખ દુઃખની વાતો કરે. આવી કાળી, કદરૂપી, ને ગંદી ભીલડીઓ સાથે સિતા વાત ચીત કરે. શું કરે? લાચાર. એવા જંગલ માં તેમના સિવાય કોઇ નહોતું. એમ દરમજલ કરતાં ચિત્રકોટ પર્વત ઉપર આવી પોહોંચ્યાં તે જગ્યા સું-દર, જોઇ રામે ત્યાંજ મુકામ કર્યો.

અવધપુરીમાં રામના વનવાશ જવાથી ગામના લોકોમાં હાહાકાર થઇ રહ્યો છે, ને હરતાળો પાડી છે અને આખું નગ્ર અત્યંત શોકાતુર થઇ ગયું હોય એમ માલમ પડવા લાગ્યું.

દશરથ રાજા પુત્રના વિયોગના દુઃખથી શોકમાંને શોકમાં મરણ પામ્યા. ત્યારે ગાદીએ બેસાડવા માટ

સૌ ચિત્રકોટ પર્વત ઉપર રામચંદ્રજીને તેડવા આવ્યા. તેમાં જનક રાજા પણ હતા. જનક રાજાને દેખી સિતાની આંખમાં પાણી ભરાઇ આવ્યું ને તરતજ બાપની કોટે બાઝી પડી. ને મોટે સાદે રડવા માંડ્યું.

જનક રાજા પોતાની પુત્રી પ્રત્યે કહેવા લાગ્યા, જે માહારી વાહાલી પુત્રી હું કહું તે સાંભળ. કે જે સુખ દુઃખ આવી પડે, તે આપણે સેહેવું એજ આપણો ધર્મ છે. તારૂં દુઃખ જોઈ હું ઘણોજ દીલગીર થાઉંછું પણ તું તારા સ્વામિની સેવામાં તત્પર છે તેથી હું બહુજ ખુશી થયો છું.

પોતાના પ્રેમી પીતાજીનાં વચન સાંભળી સિતાએ આંખના આંસુ લુછી નાંખ્યાં, ને કહેવા લાગી જે પીતાજી મને મારા સ્વામિની સેવામાં હાજર રહેવાથી અતિ સુખ છે ને મને જે આ રડવું આવ્યું છે તે દુઃખનું નથી પણ મારા વાહાલા પિતાજી તમારા વિયોગનું છે. ને એકા એક તમને દેખી મારૂં મન ઉભરાઈ ગયું, ને મારૂં સર્વ અંગ પ્રદીપ્ત થઇ ગયું, તેનું એ પાણી છે. ઇત્યાદિ કેટલુંક કહી, પિતાને ટાઢા પાડ્યા. પછી પિતાજી કહેવા લાગ્યા જે, માહારી વાહાલી દીકરી હવે ઘણીજ થઇ, ને અવધપુરમાં ચાલો ને રાજા દશરથ મરણ પામ્યા છે. માટે ગાદીએ રામને બેસાડવા છે. તેથી તમે આટલેથી પાછાં વળો ત્યારે સિ

તાજીએ પોતાના બાપને વિનંતી કીધી.

શેઠ સગાળશા સાધુને સેવે ( એ રાગ .)

પ્રેમી પિતા ઘેર પધારોરે, થયો ઉપકાર તમારોરે. ટેક.
વિકટ વનમાં નિસર્યાં અમે, વચન પાળવા કાજ,
સુખદુઃખઅમો સર્વે સહિશું, નથી ભોગવવું રાજ. પ્રે० ૧
વચન પિતાજીનું પાળવું પુત્રને, એછે ઉત્તમ ધર્મ,
રાજ ઇચ્છાએ ન વચન પાળવું, એછે નિચું કર્મ. પ્રે० ૨
પુત્રી કહે પિતાજી સાંભળો, મનમાં આણિ વહાલ,
દ્વાદશ વર્ષે આવીશું પુરમાં, વહીજશેજોતામાંકાલ.પ્રે० ૩
શાણીપુત્રીસિતાજીમહારી, મનમાંકરનેવિચાર,
કાલતણીકોનેખબરજનથી, કોણેદીઠાંવર્ષબાર. પ્રે० ૪
સુખેથી પિતાઘેરપધારો, મુજસાસુનેલેઇસાથ,
રસ્તામાંજોઇજાળવીજાજો, પાછાનહિવળોનાથ. પ્રે० ૫
મિથીલાપુરીમાંજઇપિતાજી, કરજોકુશળતાનીવાત,
પ્રણામમારીમાતાનેકહેજો, વળતીવિનવજોભ્રાત. પ્રે० ૬
સરખીસાહેલીસંભારતીહશે. પ્રેમથકીઅહોનિશ,
કહેજોસિતાજીકુશળમાંછે, સર્વેનેદીધીછેઆશીશ. પ્રે० ૭
ચંપોનેવળીમોગરોમા'રો, તેનેપાજોનીર,
ભોજાઇનેયથાયોગ્યકહીને, સર્વેનેઆપજોચીર. પ્રે० ૮
સુખદુઃખહુંગણતીનથીકાંઇ, સ્વામિનેસુખેસુખ,
સ્વામિનીસેવાભાવથીકરી, નિર્મળનીરખીશમુખ. પ્રે०૯
પુત્રીપ્રત્યેકહેપિતાજી, સાંભળમાહારીવાત,

વંનવિષેવ્રણુંજકષ્ટપડશે, કાયાકોમળતારી જાણ.
પુત્રીમા'રીપુરમાંઆવોરે, ભોગવોરાજનોલા'વોરે. ૧૦
શાણીપુત્રીસાંભળનેતું, ચિતધરીનેઆજ,
દશરથરાજામરણજપામ્યા, રામનેઆપ્યુંરાજ. પુ૦ ૧૧
કૌસલ્યાનાનેત્રથકીકાંઇ, રોઇરોઇખુટયાંનીર,
તમોઆવેથીસાધ્યતાવળશે, આપોતેમનેધીર. પુ૦ ૧૨
રામસિતાવિનાસુનાંમંદિર, સુનામેહેલઅવાસ,
બેપુત્રનેપ્રિયત્રીજીતુંનિકળી, કોણલેમાનોતપાસ. પુ૦ ૧૩
પ્રાણપિતામુજકંથજીપોતે, પિતાવચનનેકાજ,
દુઃખપડેગમેતેટલુંતોય, પાછાનવળવાનાઆજ. પ્રે૦ ૧૪
કોટિકકાલાવાલાકર્યાપણ, કાંઇએનલાગ્યામંન,
ચિતમાંચિતવીરામજબોલ્યા, મુખથકીરેવચન,
માતાજીમે'રકરીનેરે, જાઓપાછાંઘેરફરીનેરે. ૧૫
હથિયારઆપ્યુંહેતકરીને, પોતાનાહાથનુંજેહ,
ગાદીનીઉપરમુકજોપીતે, જાણજોરામછેએહ. મા૦ ૧૬
આજ્ઞાલેઇઆશિષઆપી, વળાવ્યાંસૌઘેર,
સુભમુહુર્તજોઈ, સિંહાસનપરમુકજોવિચારીપેર. મા૦ ૧૬

હવે જનકરાજાએ સિતાને અવધપુરમાં લેઇ જવા ઘણીએ સમજાવી તેમજ રામને રાજ્ય બેસાડવાનો ઘણો આગ્રહ કર્યો. પણ તે વાતરામે માંની નહીં. આખરે પોતાની નીશાની આપી, તેને ગાદી ઉપર મુકવા તથા તેને રાજા માનવા કહ્યું. એ વાત સૌને પસંદ પ

ડી. અને સૌ પાછાં વળ્યાં. અહીંથી રામે દંડક વનમાં જવાનું નક્કી કર્યું. ને મુકામ ઉપાડી આગળ ચાલવા માંડ્યું ચાલતાં ચાલતાં અત્રીરૂપીના આશ્રમે આવ્યા. અને રૂષિને ત્રણે જણે શીર સાષ્ટાંગ પ્રણામ કર્યો ને ત્રણે જણ બેઠાં રૂષિ પત્નિએ સિતાનાં ઓવારામણા લેઇ મરૂડીમાં બેસાડ્યાં. સિતાનાં આવા આચરણને ગંભીરતા જોઇ અન્ન સુયા બહુ પ્રસન્ન થયાં. અને સિતાને શીખામણ દીધી કે તને અને તારાં માત પીતાને ધન્ય છે કે તેં તેમનું નામ કાઢ્યું તારા પ્રતિવૃતા પણાને ધન્ય છે. કે પતિની સેવા કરવાને આ વિકટ વનમાં આવી. સ્ત્રિ જાતનો ધર્મ છે કે સ્વામિ ગમે તેવો, કાણો, લુલો, લંગડો, રોગી, અજાણ, પતિતહોય અગર કોઢીલો હોય તો પણ તેના પગ ધોઇ પીવા. ને તેની આજ્ઞામાં રહેવું. ને તેને ઇશ્વર સમાન ગણી તેની સેવા કરવી. તેનું મન કોઇ પણ વાતે દુભાવવું નહીં ગમે તેટલા સેવકો કે સંપત્તિ હોય તોપણ સ્વામિની સેવા જાતેજ કરવી. તેને એક શબ્દ પણ ટુંકારાનો કહી કાંઇ પણ માગવું નહીં. અને કોઇ વાતની હઠીલાઇ પણ કરવી નહીં. જે પતિની વિમુખ વ્યભીચારણી છે, તેનો સંગ લેશ માત્ર પણ ન કરવો. તેમના ઉપર પ્રિતી રાખી હસ્તે મુખે વાત કરવી તથા કદિ મોઢું ચઢાવવું અગર ક્રોધ કરવો નહીં. પોતાના સ્વામિની સે

વા શિવાય અનેક વૃત નિષ્ફળ છે. એવાં કેટલાંક બો ધના વચનની શીખામણ દેઈ કંકુનો ચાંલ્લો કરી આ શીરવાદ આપ્યો. તથા સારાં મજબુત અને ઉચ્ચાં વ સ્ત્ર આપ્યાં.

રામ અત્રી રૂષિને આશ્રમ કેટલુંક રહી પંચવટી માં ગયા અહીં રામે એક સુંદર પ્રકુટા બનાવીને ત્રણે જણ તેમાં રહ્યાં. સિતાએ મઢીની પાસે એક સુંદર નાની વાડી બનાવી જેના અંદર મોગરો, ચંબેલી, ચંપો, ગુલાબ, જાય અજારી ગોટા ઇત્યાદિક પુષ્પનાં છોડો રોપ્યા. સિતા તેને પાણી પાવાને તેની નિંદવા કરવાની સફાયમાં નવરાશની વખત કહાડતી. વખતે દિલ ઉદાશ થાય તો બાગમાં આવીને બેસે. અને ત્યાં સારા સારા ફુલના ગોટા, કલગી, સ્વામિના સારૂ કરે.

વાડીમાં નાનાં જાનવરો ચરવા આવે, તે જોઇ સિતાનું મન પ્રફુલિત થાય અને તેઓની ચેષ્ટા જોઈ સિતા ઘણીજ હર્ષ પામે.

એક દિવસ સિતાની વાડીમાં એક સુંદર મૃગ ચરતો ચરતો આવ્યો તે મૃગને જોઈ સિતાનું મન રમાડવાનું થયું. તેથી પોતાના સ્વામિને કહ્યું કે આ મૃગને જોઇ મારૂ દિલ મોહિત થઇ ગયું છે, માટે ગમે તે પ્રકારે એ મૃગને પકડી લાવો ત્યારે રામે કહ્યું કે

એ મૃગઆ રમવાનો આપણો ધર્મ નથી, પણ સિ-
તાએ માન્યું નહીં, આખરે રામે પકડી લાવવાને કબુ
લ કર્યું. હવે રામ પોતે મૃગઆ જવાને નીકળ્યા અ-
ને સિતાની બરદાશને માટે લક્ષ્મણને ઘેર મુકી ગયા
એટલામાં સ્વામિને કષ્ટ પડ્યાની વાત સિતાને કાને
પડી, ત્યારે દિયેરજીને કહ્યું કે તમે તમારા ભ્રાતની વા'
રે જાઓ. ત્યારે લક્ષ્મણે કહ્યું કે, મારા ભાઇ સમર્થ છે
કે તેને કોઇ દિવસ દુઃખ આવી પડેજ નહીં પણ સિતા
નો જીવ ઝાલ્યો ન રહ્યો. ત્યારે પોતાના દિયેર લક્ષ્મણ
ને ઘણાં કઠણ વચન કહ્યાં, ત્યારે આખરે કઠોર અને
અઘટિત મે'ણા મારી પોતાના સ્વામિની પક્ષે લક્ષ્મણ-
ને મોકલ્યા.

સિતા મઢીમાં એકલી છે, એમ સમજી રાવણે
ગોસાઇનું રૂપ ધારણ કરી તેને ચોરવાનો પ્રપંચ કર્યો
અને બારણા આગળ આવી દયામણે શબ્દે કહ્યું કે, હે
બાઈ હું અત્યંત ક્ષુધાથી આ જંગલમાં બે દિવસ થ
યાં ભટકુ છું, પણ મને કાંઇ ફરાળ મળી નથી, માટ
આ તારી ઝુંપડી જોઇ ગૃહસ્થીને ત્યાં માગવા આવ્યો
છું ત્યારે સિતાજીએ કહ્યું કે, હે સાધુજી મારા પતિ મૃ
ગયા રમવા ગયા છે એટલે તેમના વિના હું જમતી ન
થી, માટે કાંઇ રસોઇ કરી નથી તેમ મારા દિયેરજી પ
ણ તેમની પાછળ ગયા છે, માટે તેમને સારૂ પણ જો

કાંઇ કરેલું હોત તો તેમાંથી આપત, પણ કાંઇ તૈયાર કરેલું નથી. પણ આ બે ફળ છે તે લ્યો. ત્યારે સાધુ કહે અમે જોગીંદ્રવાન પરસ્થ કોઇના ભોવનમાં આવીએ નહીં, માટે જો તમારી શ્રદ્ધામાં આવે તો, બહાર આવીને આપો તો અમારા કામનાં છે. સિતા આવાં નિર્મળને નિષકપટીવચનસાંભળીને પોતાનાજીતેંદ્રપણા ને સ્વાધીન થઇ, લક્ષ્મણે ઘરની બહાર જવાની મના કરેલી છતાં તે વાત યાદ ન આવતાં બહાર નીકળી ફળ આપવા જાય છે કે, સાધુએ ઝટપ મારી બાથમાં લેઇ લીધી, અને રથમાં નાંખી ચાલતો થયો. ઓચિંતો જ્યમ વાઘ બકરી ઉપર ફલંગ મારે, તેમજ રાવણે સિતાને પંઝામાં ઝાલી લીધી સિતા બિચારી સ્ત્રી જાત તે એકલી એટલે શું કરે; પોતાના શરીર ઉપર આક્રંદ કર્યા સિવાય બીજું થઇ શકે તેમ નહતું. પોતાના માથાના કેશ તોડી નાંખવા માંડ્યા. તથા રથ ઉપર મુસ્તક પછાડવા માંડ્યું. વળી હૈયા ફાટ રૂદન કરતી જાય છે. પણ ત્યાં તેના તરફથી કોઇજ સાંભળનાર નહતું ત્યારે સિતાજીથી દુઃખ સેહન ન થયું ત્યારે નિચે પ્રમાણે વિલાપ કરવા લાગી.

સાખીનો ("રાગ")

મારા સ્વામીજી ચતુર સુજાણ હવે શું થાશેરે, તમો ચડજો મા'રી વા'ર નહીં તો જીવ જાશેરે. (ટેક)

દુષ્ટ મતિ દુરભાગિયો, કપટે આવ્યો આજ, છેતરીને મનેછેક દીધો, કર્યું કપટે હરવાનું કાજ, હવે૦ તમો૦ ૧
ભિક્ષુકથઇનેભિક્ષામાગી, ક્ષુધાતૂરઅપાર. હું અપરાધણ નેદયાઆવી, આવીઆપત્તાફળનોઆ'ર, હવે૦ તમો૦ ૨
અમૃતરૂપીફળલેઇને, આવીમંદીરબહાર, ઝડપમારીમુનેલેઇગિયો, મારૂંકો'ણબેલીઆણેઠાર. હવે૦ તમો૦ ૩
જેમમુખકપરમંઝારતળપે, મંજારઉપરજેમ શ્વાન, એમ મને મારી ઝડપને ચાલ્યો, હું તો બની ગઇ બેભાન.
હવે૦ તમો૦ ૪
અઘોર વનમાં લેઇને ચાલ્યો. કયમ કરી રાખું ધીર, હૃદય ફાટતાં રૂદન કરેછે, ઘણું વરસેછે નેત્રમાંથી નીર.
હવે૦ તમો૦ ૫
રામ ગયા છે મૃગયા કારણે, દિયેર નથી મુજ ઘેર, મે'ણા મારી મેં મોકલ્યા, મુને માઠી સુઝી એવી પેર.
હવે૦ તમો૦ ૬
સ્વામિ આવશે વન થકી, કો'ણ આપશે જળપાન, કુશળ વારતા કો'ણપુછશે, સુનું મંદીર થયું શમશાન.
હવે૦ તમો૦ ૭
ધ્રુશકે રૂવે ને આંસુ લુવે, કુટે છાતીને વળી શીશ, શું કરશે. મને ક્યાં લેઇ જાશે, મુખે પાડેછે ચીશેચીશ.
હવે૦ તમો૦ ૮
રાજ છોડી વન નિશર્યાં, વનમાં પડ્યો વિયોગ,

કર્મ કુટિલ દિસે કારમું, મારા પુર્વે જનમના એ ભોગ,
હવે૦ તમો૦ ૯
આ જીવ્યાથી મરવું ભલું. રામ વિના કયમ રહેવાય,
દુષ્ટની કાયા દેખી કંપુ, એક પળતો જુગ વહી જાય.
હવે૦ તમો૦ ૧૦
રા'ઢ કરી રામને મોકલ્યા, મૃગ મારવાને કાજ,
એ અપરાધ મારો ક્ષમાકરજો, મારીવા'રે ચઢો મહારાજ,
હવે૦ તમો૦ ૧૧
નેત્ર વદન બિહામણાં, શીશોળીયા શમ વાળ,
દેખીદિલમાં થરથર ધ્રુજુ, જાણે કરશે તે માહરો આ'ર.
હવે૦ તમો૦ ૧૨
અંગ અદ્દભુત બિહામણું, બાવળ સરખું બેશ,
દંત દેખીને હું બી' મરૂ, મને ભાન ન રહે લવ લેશ.
હવે૦ તમો૦ ૧૩
રામનામનાં બાણ વાગીયાં, વિયોગ તણાં મુજ દેહ,
ગેબી ઘા મુને અંતર વ્યાગ્યા, તમો આવે રૂઝાશે તેહ.
હવે૦ તમો૦ ૧૪
વન થકી ઘર આવશો, કો'ણ ચાંપશે પાય,
ભાવતાંભોજન કોં'ણ આપશે, કોં'ણ વીજણેઢાળશેવાય
હવે૦ તમો૦ ૧૫
સ્વામિ તમ સેવા વિના, સુકે મારૂં તંન, રાતદિવસ હું
જુરીમરૂં, તમે દયા લાવોને મંન. હવે૦ તમો૦ ૧૬

સુખ દુઃખ હું ગણુતી નથી, પણ મોટું દુઃખ વિયોગ,
દરશન તમારાં વિસરી, હવે કરો તમારો સંયોગ.
હવે૦ તમો૦ ૧૭
ચરચર દાઝે મારૂં કાળજું, થરથર કંપે કાય કા'ડો દુખ દ
રીયા થકી, મા'રો જરૂર જીવડો જાય. હવે૦ તમો૦ ૧૮
નિર સુકયાં નયન તણાં, હૈડું ફાટિ જાય, કાળરૂપી કપટી
સાથે, જાતાં આકુળ વ્યાકુળ થાય. હવે૦ તમો૦ ૧૯
ફાંશી કે શુળી ભલી, વળી ઝટકે વા'ડે શીશ,
દુષ્ટ દેખી મુને તીર વાગે, તમો દરશન દો જુગદીશ.
હવે૦ તમો૦ ૨૦

હે પ્રભુ મેં શો ગુન્હો કર્યો કે, રાજ પાટનું સુખ તજી સ્વામિની સેવા માટે જંગલમાં આવી તો પણ મને જંપી સુખે રહેવા ન દીધી. અરે! જીવ મારી વિનાશ કાળે વિપ્રીત બુદ્ધિ થઇ, મારાસ્વામિને મેં મૃગયા રમવા કયાં કાઢયા. અરેરે? વળી લક્ષ્મણજી, મારી સંભાળમાં હતા. તેમને પણ મેં કડવાં વચન કહી મોકલ્યા. અરે? મારી ખબર મારાસ્વામિને કોંણ કહેશે, તે મને કયાં કયાં ખોળશે, મારી વાડીની સંભાળ કો'ણ રાખશે. સ્વામિ થાકેલા આવશે, તેમનાં ચરણ કો'ણ તળાંશસે, પાણી કો'ણ પાશે, વળી આ અતિ ઉષ્ણ દિવશમાં વાયુ કો'ણચમર કરશે. સૈય્યા સજ કો'ણ કરી આપશે. અરેરે? મને અભાગણીને એવી એ વખતે

કોણે દુરમતિ કરી હશે મારાથી સ્વામિજી વિના એક ક્ષણુ પણ રહી શકવાનું નથી, અરે? આ દુષ્ટ મને કોણ જાણે કયાં લેઇ જશે અને મારી શી વલે થશેવળી, મારૂ શિયળ વૃત કેમ જળવાશે, મારાં મા બાપ, મારાં સાસુ સસરાને ખબર કોણ કહેશે અરે! જંગલના વૃક્ષો તમને વાચ્યા થાઓ ને તમે મારી વિટંમણાની ખબર મારા સ્વામિને કહો એવા જે પરમકૃપાળુ ઈશ્વર તેમને તમે પ્રેરણા કરો. આ દુષ્ટ મને શા વાસ્તે લેઈ જતો હશે, મારો તૈયાર કરેલો પાક સ્વામિને કોણ પીરશશે. અરેરે! મારા મોગરા તો કરમાઇ જશે. પણ ચંબેલી તથા જુઇ મારા સિવાય એકલાં કેમ રહેશે, અને તેમને પાણી કોણ પાશે, એમ અત્યંત વિલાપ કરતી રથમાં આડી પડી બેભાનમાં મુર્છાગત થઇ પડી છે.

સિતાએ આવા દુઃખમાં વિચાર કર્યો કે હું મારાં કપડાં વિગેરે રસ્તામાં નાંખી દેઉં તો તેની ભાળે ભાળે અને ખોળતા આવે. એમ ધારી રસ્તામાં લુગડાં તથા ઘરેણાં વેરતી જાય છે.

આ વિલાપ જટાયુ નામના પક્ષીએ સાંભળ્યો, તેણે એમ જાણ્યું કે, મારા રાજાની સ્ત્રીને આ દુષ્ટ લેઇ જાય છે, એમ જાણીને રાવણ સાથે ખુબ લઢવા લાગ્યો, પણ શું કરે; બીચારૂં ગરીબ પક્ષી કયાં પહોંચે

એવે પ્રકારે જે સિતાને રસ્તામાં મળે તેમને પોતાની ભાળ કહેતી જાય છે.

રાવણે સિતાને અશોક વાડીમાં મુકીને આસપાસ કેટલીક દાશીઓની ચોકી મુકી દાશીઓ સિતાનું મન ચળવવાઅનેકપ્રકારનાઢોંગ કરતી પણ સિતાબોલેનહીં.

એક દિવસ રાવણે સિતાને કહ્યું કે, તું મારી પટ રાણી થા. અને એથી કાંઇ તને દોષ લાગવાનો નથી કારણ કે રામને રાવણ એકજ રાશી છે. માટે એમાં કાંઈ પણ અંતર ગણીશ નહીં. સિતાએ આ દુષ્ટના વચન સાંભળતાંજ કહ્યું કે અરે? મુરખ ચંડાળ રાજા, તું રામને સરખા ગણે છે પણ તારામાં ને રામનામાં અસમાન જમીનનો ફેર છે. કારણ કે જેમ સીંહને શિયાળ, તરૂણીને તપ મેરૂ ને મુષક, સુધાને સુરાપાન, દરીદ્રીને દાતાર, કુકડો ને કુંજર, કાશીને કર્કશા, હર અને હરણ, એ બધાં એક રાશીછે. પણ કાંઇ ગુણ એક નથી જેવી એ એક રાશીઓ છે, તેવી રામને રાવણની રાશી જાણજે. અને કાલે સવારે રામ આવશે, ને તારા નગરનું ઝગર કરશે. સિતાનાં આવાં કઠણ વચન સાંભળીને રાવણ ફરીથી નહીં બોલતાં નિચું મોઢું રાખીને પાછો ગયો.

સિતા એકલી અશોક વાડીમાં રહીને રામનું રટણ કરે છે. પણ શું કરે બિચારી એકલી અબળા જાન

અમુજાય તો ખરી, પણ હિંમત ધરીને બેશી રહી. બાગનું નામ અશોક વાડી છે, પણ સિતાને મન તો શોક વાડી હતી. રાતરે વિચારમાં ને વિચારમાં ઉંઘ પણ આવતી નથી. કદાપી ઝોકું આવે તો તરત ઝબકીને જાગે, અને વાયલની માફક સુનકાર જેવા ટગર ટગર જુવે ને રડતી જાય, ને મનને વિચાર કરે કે રખેને રામને વનવાશ મોકલ્યા તે રીસતો નહીં ચઢી હોય. ને કદાપિ તેમ થયું હશે તો નક્કી મને ખોળવા આવશેજ નહીં. વળી દિયેરજીને મેં ઘણા કઠોર શબ્દ કહ્યા, એટલે તે પણ રોષે ભરાયા હશે. અરેનશીબ? મને એ મતિ કેમ સુઝાડી કદાપિ એ નહીં આવે તો મારે પ્રાણ ત્યાગ કર્યા વિના છુટકો નથી એમ તુરંગમાં ન તુરંગમાં ઉભી થઈ જાય, ને દાશીઓ તેને ઝાલી હેઠી બેસાડે. વળી સુઇ જઇને વિચાર કરે કે એમાં કોઇનો દોષ કહાડવાનો નથી. એતો મારા હાથનું કર્યું હૈયે વાગ્યુંછે. અરે? મેં જો આ હઠ ન લીધી હોત તો આમ કદિ પણ થાત નહીં. માટે હવે આવું કામ કોઇ પણ દિવસ કરવું નહીં, એવી રીતે પસ્તાયા કરેછે. વળી ધીરજ રાખી વિચાર કરે છે કે વારૂ જોઉં હવે શું બને છે વળી સ્ત્રીની બુદ્ધિ પાનીએ તેમ મારે વિમાસવું તો નંહીં પડે. હશે કાલે સ્વામિ આવશે મારા સ્વામિ કાંઇ એવા નુઘરા નથી કે. મારો ગુણ ભુલે, એ

વા વિચારમાં ને વિચારમાં ઉંઘી ગઇ.

સવાર થયું કે પેલી કદરૂપી રાક્ષણીઓને જોઈ સિતાએ રડવા માંડયું અરે દૈવ આ દુષ્ટ રંડાઓ મને નહીં જંપવા દે. મારૂં પતિવૃત નિશ્ચે ભાગશે, પણ અરે? હું મરતા સુધી એ રંડાઓને મારીશ. એમ વળી હિંમત લાવી બેસે છે. એમ સિતા શોકના દરિઆમાં દિવસ ગુજારવા લાગી.

હવે રામ મૃગયા કરી આવ્યા તો મઢીમાં સિતા દીઠાં નહીં ને આસ પાસ કાંઇ નહીં જોવાથી આક્રંદ કરવા માંડયું ત્યારે લક્ષ્મણે ધિરજ આપી સિતાની સોધ લેવા જવાનું કહ્યું, એટલે બંને ભાઇઓ સોધવા નીકળ્યા. રસ્તામાં ચાલતાં ચાલતાં જટાયુ નામના પક્ષિએ તથા હનુમાને સર્વે હકીકત કહી. ત્યારે રામે હનુમાનને પોતાના હાથની વિંટીની નિશાની આપી ને સિતાની સોધ લેવા મોકલ્યો. હવે હનુમાન સોધતો સોધતો લંકામાં અશોક વાડીની અંદર આવીને એક ઝાડ ઉપર ચઢીને બધી તપાસ કરતો હતો. સિતાજીને સુતેલાં જોઈ ઘણોજ ખુશી થયો પણ કાંઇ બોલ્યો નહીં.

મારી ઓખાબાઇ સલુણા તમે વૃત કરોને અલુણા.

(એરાગ)

આવ્યા વાડીમાં હનુમંતવિર, ઘણું ધરી રૂદેમાં ધીર

આસો પાલવ કેરે ઝાડ, ઉપર ચડી કકડાવે ડાળ
તંગે સિતાનો આશ્રમ સાર, જોઇદુઃખને કરિયો વિચાર
મારા રામતણો પ્રાણ સ્નેહ, ઘોર દુઃખ વેઠે છે એહ
આજુબાજુ રાક્ષણી બે પાસ, બેઠીસિતની આખેતપાસ
મહા કદરૂપી દિસે વિકાળ, દુઃખ વેઠે જનકની બાળ
હનુમંતે વિચારી વાત, હવે યાદી આપુ રઘુનાથ
રામે મુંદ્રીકા આપીતી જેહ, મુકી ખોળામાં પડતીતેહ
જોઇ મુંદ્રીકા જાનકી માય, આવી પ્રેમતણી મુછાય
મારા નાથની મુંદ્રીકા જેહ,અહીંઆંકો'ણલાવ્યુંહશેતેહ
ઘડી પળ વિસારે નહીં રામ, તેહ વિંટીઆવી આઠામ
જેમ દાઝયાની ઉપર લુણ, એમ સિતા બની સુનમુન
જયમ અગ્નિમાં હોમે ઘૃત, જવાળા લાગી તે તનમાંતર્ત
મારા સ્વામિની શી હશે પે'ર, કો'ણ રીતે જાવું હવેઘેર
જયમ દિવામાં પતંગ સાર, એમ મળવા કરેરે વિચાર
મારા પ્રાણ પ્રિય રામ જેહ, કયારે દેખીશ તમારો દેહ
ઓ તરૂ મુને જવાપ દો'ને. મારા નાથની ખબર કે'
એમ કહી ઉંચુ જોયું સાર, દિઠા પવન તણારે કુમાર
જયારે મળી છે દ્રષ્ટે દ્રષ્ટ, ભાગ્યું અડધું સિતાનું કષ્ટ
જઈ ચરણે નમાવ્યું છે શશ, છે કુશળ શ્રી જગદાશ
શોધ કરવા મોકલ્યો સાર, હવે દુષ્ટ તણા શા ભાર
જઈ લગાડુ લંકામાં લાય, સર્વે દુષ્ટનો કરૂ સંહાર
તમને લેઇને ઉડુ આકાશ, મુકુ શ્રી રઘુનાથની પાસ

પણ આજ્ઞા મુને નથી દીધીએક સોધ લાવવાની કીધી
એવું સાંભળી હરખ્યાં માત, મુકયો મુસ્તકઉપરહાથ
ધન્યધન્ય તું રામના દાસ, પ્રીતકરી આવ્યો મુજપાસ
મારૂં દુઃખ કહ્યું નવ જાય, એક પળતો જુગ વહી જાય
ભાઈ અશોક વાડીમાં સાર, મારા સોક લાગ્યા નહીંપાર
નયને નીરની ધારા વહેછે, કરજોડીને જાનકી કહે છે
મારા સ્વામિને કહેજો વાત, સિતા કરે ઘણાં આંસુપાત
તમે કૃપા કરો રઘુવીર, નથી રહેતી હાર મુઃ ધીર
તમે જુઓ દાસીની સામુ, તમ વિયોગે મહાદુઃખ પામું
સુણી વચનસ્વામિઆવાર, વેગેઆવજો અહાતતકાળ
મારૂં કાળજું થાયછે કટકા, ઉઠે વિયોગ તનમાંહીભડકા
ઘણાં તિક્ષણ વાગે બાણ, મહા સંકટમાં રે'છે પ્રાણ
સ્વામિકરોમારીસંભાળ, જયમ રાખ્યાં મંઝારીનાંબાળ
દાસી દુઃખમાં છે તમારી, માટે સંભાળ લેજો અમારી
મા'રી વિનતી રામને કહેજો, હવે સાહ્યતા સતિને દેજો
વારૂ કહીને ઉઠ્યા હનુમાન, રૂદે રામચંદ્રજીનું છે ધ્યાંન
સિતા સ્તુતિ શીરપર ધરી, ચાલ્યો પ્રિતે પ્રણામજકરી

હનુમાન અશોક વાડીમાં આવીને સિતા જોઇ મનમાં ઘણોજ હર્ષ પામ્યો, પછી સિતા નિંદ્રાવશ થયેલી તે જાગી ઉઠી, હનુમાનને રામે પોતાના હાથની મુંદ્રીકા (વીંટી) નીશાનીને માટે આપેલી તે ઉંચેથી સિતાના ખોળામાં નાંખી સિતાએ તે વીંટી ઓળખતાં-

જ છાતી સરસી ચાંપી, એટલામાંતો મોં ઉપર સુરખી આવી ગઇ, ને આસપાસ જોવા માંડ્યું, પણ કોઇ દીઠું નહીં. ત્યારે કહેવા માંડ્યું કે, અરે? આ વીંટી તો મારા સ્વામિનાથની છે. એને અહીંઆં કોણ લાવ્યું. શું મારા સ્વામિ અહીંઆં આવ્યા છે અરે? તમે બોલતા કેમ નથી મેં તમારો જે અપરાધ કર્યો છે તેની શિક્ષા મને થઇ ચુકી અરે? હવે મને શા માટે સતાવોછો સ્વામિનાથ મારી ભુલ થઇ, મેં જખ મારી, હવે એક શબ્દ પણ નહીં બોલું,અરે? મારા પ્રાણજીવન પિયુજી, હું ગરીબ દાસીને દેખા ઘો. તમેક્યાં સંતાઓ છો, હવે તમે ઝાઝી વાર લગાડશો તો હું પ્રાણ ત્યાગ કરીશ. તો તમને સ્ત્રી હત્યા લાગશે. વળી મનમાં વિચાર કરે છે કે, અરે? આ વીંટી કોઈ બનાવટ કરીને લાવ્યું હશે? અરે? તમે કેમ બોલતા નથી,અરે ઓ તરૂવર તમે શા માટે જવાબ દેતા નથી, એમ કરી ઉંચી નજરે જોયું. તો હનુમાનજીને દીઠા. ત્યારે હનુમાને ઝાડપરથી ઉતરીને ઉતાવળે ઉતાવળે આવીને સિતાજીને શીર સાષ્ટાંગ પ્રણામ કર્યો. ને રામની હકીકત કહી. પછીથી સિતાએ તેના મુસ્તક ઉપર હાથ મુકીને કહેવા લાગી કે આ અશોક વાડીમાં મહા દુઃખનો પારનથી ને મારે મન આ શોક વાડી છે. માટે તમે તાકીદે જઇ મારા સ્વામિને સુચના કરો કે તમારી દાસી તમારા વિયોગથી અન્ન

ઉદક ને નિંદ્રા તજી તમારૂજ ધ્યાન ધરે છે. માટે અતરે મારી સંભાળ લેવાને તદબીર કરો. એવી સિતાજીએ હનુમાન પ્રત્યે સ્તુતિ કરી. હનુમાનની પરોણાગત કર વાનું, સિતા પાસે કાંઇ નહતું. ને વળી ચોકીવાળાની બીક હતી. માટે સિતાએ તેને જલદીથી વિદાય કર્યો. પણ તે લંકામાંફરવા રહ્યો, તેથી તે પકડાવ્યો અને તે-ને રાવણે બાળી મુકવાનો હુકમ કર્યો. આ વાત સાંભળી સિતાના મનમાં બહુજ પરિતાપ થવા લાગ્યો, અને કહેતી જાય કે, અરે! મારા છાંટા બિચારા ગરી-બને કયાં લાગ્યા. વળી હું અભાગણી જેને તેને દુઃખ કર્તાજ થઇ પડી છું. ઇશ્વર કરેને છુટી જાય એમ વધારે ફીકરમાં પેઠી હનુમાનના સામર્થ આગળ રાવણનું કાંઈ ચાલ્યું નહી. આખરે તેણે શેહેર બાળ્યું. ને નાશી ગયો આ વાત સિતાએ જાણી ત્યારે ઘણી પ્રમોદ થઇ અને કહેવા લાગી કે મા'રા સ્વામિના એક યોદ્ધાએ આવું આટલું નુકશાન કર્યું તો એવા કેટલાક યોદ્ધાઓ સાથે લેઇ અહીં આવી મને નક્કી છોડાવશેજ એમ વિચારમાં પડી.

હનુમાને સર્વે વૃતાંત રામને કહ્યું રામે પોતાના લશ્કર સાથે લંકા ઉપર ચઢાઇકરી, રામ લંકામાં આવ્યાની ખબર રાવણને થઇ, ત્યારે મનમાં વિચાર કર્યો કે, રામના લડતાં પહેલાં સિતા સ્વાધિન થાય તો ઠીક

એમ વિચારી ધનુષ્ય ને મુગટ બનાવટનાં કરી, સિતાના મોહ્રા આગળ મુકયાં, ને કહ્યું કે આ તારો ધણી રામ મરાયો અને આ તેનો શણગાર તને બતાવવા લાવ્યો છું માટે હવે તું ઝટ મને સ્વાધીન થા.

સિતાએ પોતાના સ્વામિના શણગાર જોઇ, અત્યંત રૂદન કરવા માંડયું. હે કોમળ કંચન કાયાવાળા? મારા હૈયાના હાર, અનંત ગુણી સંપન્ન શુરવીર સ્વામિ તમે મને એકલી રણવાસમાં મુકી કયાં જતા રહ્યા આ તમને કરવું ઘટે નહીં. હે? સ્વામિનાથ આપની ને મારી હકીકત હવે અવધપુરમાં કો'ણ કહેશે. હું અભાગણીને યોગે તમે પણ વિયોગી રહ્યા. હવે મને તમે કયાં મળશો. મારૂ જીવતર ફોકટ હવે કેમ જશે. ઇત્યાદિ ઘણું રડી. એ વાત વિભિષણની સ્ત્રીએ જાણી. એટલે તેણે આવી તરત સિતાતે ટાઢી પાડી, અને કહ્યું કે તું શું કરવા રડે છે. આ સર્વ બનાવટનું છે. ને તારા પતિ કુશળ છે. ને કાલે સવારે તને છોડાવશે. તે કોઇના ગાંજ્યા જાય તેમ નથી. સત્વરતાથી તને સુખ કરશે. તું અકળાઇશ નહીં. એમ ઘણી ધારણા દેઇ છાંની રાખી.

સિતાએ આવા શબ્દો સાંભળીને તેની કોટે બાઝી પડી ને કહેવા લાગી જે, હે બાઇ હું તારી ઓશીંગણ-થઇછું. તમે મારાં દુઃખ દરિઆના નાવરૂપ થ

યાં છો અને તમારા સિવાય આ વખતે આ દુનિઆ માં મારે કોઇ નથી, તમે માહરાં મા બાપ કરતાં અદ કાં છો. એમ તેને કહે છે. એટલામાં રામની ખુશા લીની ખબર મળી તેથી વધારે ધીરજ આવી.

રામ લક્ષ્મણ પોતાના લશ્કર સાથે લંકામાં આવી પ્રથમ રાવણ પાસે સિતા માગી. પણ તેણે આપી નહીં. વળી મંદોદરીએ રાવણને ઘણીજ નમ્રતાથી વિનંતી કરી કે સ્વામિનાથ રામની સાથે લડાઇ કર્યા શિવાય સિતા તેમને સ્વાધીન કરો. ને લડવામાં આપણને કાંઇ ફાયદો નથી. માટે તમે રામની શરણે જાઓ, ને ક્ષમા માગીને સિતા સ્વાધીન કરો. એવી રીતે ઘણા પ્રકારે રાવણને કાલાવાલા કરીને સમજાવ્યો. પણ અહંકારી રાવણે માન્યું નહીં. ત્યારે રામે રાવણની સાથે મોટું યુદ્ધ કરી તેના કુળનો નાશ કરી, તેના ભાઇ વિભીષણને રાજ આપ્યું.

રામે સિતાને તેડવા માટે હનુમાનને તથા વિભીષણને તેડવા સારૂ અશોક વાડીમાં મોકલ્યા. સિતાએ નાહી ધોઈ સ્વચ્છ ધોએલાં વસ્ત્ર પહેરી તરત પડતી આખડતી સ્વામિને મળવા આવી પણ તેને ત્યાં બળતામાં ઘી હોમાયું. રામે કહ્યું કે તું પર મંદીરમાં આટલા દિવસ વગર ધણીએ રહી માટે તારૂં પતિવ્રત ભંગ થયું માટે હું તને અંગીકાર કરતો નથી ત્યારે

સિતાએ ગદગદ કંઠે પોતાના સ્વામિને રૂદન કરતી કેહેવા લાગી.

રાગ વણુજારાનો.

સિતા બોલ્યાં મુખથી વાણુ, સુણો સ્વામિરે
હું રાંક વદું છું વચન, અંતર જામીરે
દાશી ઉપર દયા કરો, સુણો સ્વામિરે
નથી ભાવતું મુને ભોજંન, અંતર જામીરે
મારૂં ચિત્ત રહ્યું તમ ચરણે, સુણો સ્વામિરે
બીજું અવર નહીં મુને ક્યાંન, અંતર જામીરે
મુજમાં ખાપણુ હોય તો, સુણો સ્વામિરે,
શીદ સાથે રડવડું રાન, અંતર જામીરે
થવા કાળ તે વસ્તુ થઈ. સુણો સ્વામિરે
મારા કરમે લખ્યો ઉતપાત, અંતર જામીરે
એમાં ગુન્હો નથી માહરો, સુણો સ્વામિરે .
કાંઈ નં કર્યો અપરાધ, અંતર જામીરે;
રોશ ના કરશો નાથજી, સુણો સ્વામિરે
રાખો ચરણે તમારી પાસ, અંતર જામીરે
તમ વિના દિન જાવા દોહલા, સુણો સ્વામિરે
નિચી અવની ને ઉંચો આકાશ, અંતર જામીરે
જે સ્રીને પિયુએ પરહરી, સુણો સ્વામિરે
તેના પુર્વ જનમના ભોગ, અંતર જામીરે
દરશન કરાવી પ્રસન્ન કરી, સુણો સ્વામિરે

વળી કેમ પાડો છો વિયોગ, અંતર જામીરે
તરછોડીને નવ ચાલશો, સુણો સ્વામિરે
એમાં કાંઇ નથી મારો વાંક, અંતર જામીરે
દિવસ નહીં જાયે આ દોહલા, સુણો સ્વામિરે
હું સ્ત્રી જાત કહાવું રાંક, અંતર જામીરે
મુને વિસારો છો નાથજી, સુણો સ્વામિરે
હવે ક્યાં જાઉ કો'ની પક્ષ, અંતર જામીરે
રોઇ રોઇ કંઠ બેશી ગયો, સુણો સ્વામિરે
રાંકની વિનતી લો લક્ષ, અંતર જામીરે
સ્વામિ તમારી સેવા વિના, સુણો સ્વામિરે
મારો જરૂર જીવડો જાય, અંતર જામીરે

ઉપર પ્રમાણે સિતાએ સ્તુતિ કરીને પીંપળ પાંનની પેઠે ધરણી ઢળી, ને બે હાથ જોડી કહેવા લાગી હે સ્વામિનાથ મેં આપની કૃપાથી મારૂ વૃત ભંગ કર્યું નથી. મારા દુરભાગ્યે મેં આટલું દુઃખ વેઠ્યું, અને મારે માથે દુઃખના ઝાડ ઉગ્યાં, તો પણ મને અપવાદ લગાડો છો, તેથી હવે મારે કોઇ રસ્તો રહ્યો નથી. માટે આપ ગમે તે કરો, અને પ્રતિજ્ઞા કરૂં કે હું આપના ધુનામાં આવી નથી. એ પ્રકારે કાલાવાલા કર્યા. પછી રામે પોતાના મનસાથે ખાત્રી કરી, અને સિતાને પોતાની પાસે રાખી. હવે રામે અહીંથી મુકામ ઉપાડી અયોધ્યા જવાનો ઠરાવ કર્યો, તે કેટલેક દિવસે ત્યાંજ

ણુ અયોધ્યા પોહોંચ્યાં.

સિતા અયોધ્યા ગયા પછી સૌને પાયે પડી સઘ ળી સુખદુઃખની હકીકત કહી. સિતાના ધૈર્યપણાની ને સ્વામિની ભકિતની હકીકત સાંભળી સૌ ખુશી થયાં.

રામ આદીએ બેઠા અને સર્વ પ્રજાનો પ્યાર મેળ વી ઘણી સારી રીતે રાજ ચલાવવા માંડયું એક દિ- વસ રામે પોતાના કેટલાક માણસોને શેહેરની ચરચા સાંભળવાને મોકલવાનો વિચાર કર્યો ને રામે કહ્યુ કે મારી રૈયત સુખી છે કે દુઃખી અને મારા વિષે લો કો કેવું બોલે છે એવું કહી તેમને મોકલ્યા એક દિ વશે એક ધોબીને ઘેર લડાઇ કરીને તેની સ્રી નાશી ગઈએને કેટલાક દિવસ ગયા પછી તે સ્રીને તેનો બા પ ધોબીને ઘેર મુકવા આવ્યો. ત્યારે ધોબીએ કહ્યું કે હું કાંઇ રામ નહોય કે પારકાને ત્યાં ગયેલી સ્રી પાછી લાવી ઘરમાં ઘાલું. માટે હવે કોઈ કલ્પે તને સંઘર- નાર નથી. આ શબ્દો ચરચા જેવા નિકળેલા માણ- સોએ સાંભળ્યા પછી સવાર થયે તેઓ રામ પાસે ગ યા રામ રાજાએ પુછયું કે ભાઈ મારી પ્રજા સુખમાં છે કે દુઃખમાં છે ને મારા વિષે કેવી અફવા ચાલેછે, ત્યા રે કહ્યું કે પ્રજા તો સર્વ સુખી છે પણ એક ધોબીની સ્રી નાશી ગએલી, તે પાછી આવી ત્યારે, તેને તેના ધ- ણીએ કહ્યું કે જેમ રામની સ્રીને રાવણે રાખી ને પા-

| | | |
|---|---|---|
| રા. રા. સોરાબશા ખરસેદજી (કામેશરીવાળા) | ભરૂચ | ૧ |
| રા. રા. ગોત્રનજી મકનજી (ગુડસમાસ્તર) | ભરૂચ | ૧ |
| રા. રા. એદલજી ખોદાબખસ મોદી | ભરૂચ | ૧ |
| રા. રા. ફરામજી રતનજી પારેખ | ભરૂચ | ૧ |
| રા. રા. મંચેરજી મેરવાનજી | ભરૂચ | ૧ |
| રા. રા. વેણીલાલ નગીનદાસ તાર માસ્તર | ભરૂચ | ૧ |
| રા. રા. વનારશી બેહેચરભાઇ | ભરૂચ | ૧ |
| રા. રા. મગનલાલ ભાઇશંકર (કારભારી સાહેબ) | ગાંગડ | ૧ |
| રા. રા. હીરાચંદ દેવજી (રેવન્યુ અધીકારી) | ગાંગડ | ૧ |
| રા. રા. નારાણદાસ વીહારીદાસ | ગાંગડ | ૧ |
| રા. રા. નંદલાલ રેવાદત્ત પંડ્યા | સલુણ | ૧ |
| રા. રા. સુતાર ખીમજી દેવજિ | ભરૂચ | ૧ |
| રા. રા. છગનભાઇ નરશીભાઇ | " | ૧ |
| રા. રા. કૃષ્ણવલ્લભ દલપતરાંમ | " | ૧ |
| રા. રા. મોહનલાલ ઇશ્વરદાસ | " | ૧ |
| રા. રા. લક્ષ્મીશંકર વિ. ઓઘડભાઇ સીરસ્તેદાર | ધાંગદ્રા | ૧ |
| રા. રા. નથુશંકર ઉદયશંકર કલાર્ક | " | ૧ |
| રા. રા. માણીરામ શંભુરામ (સ. જ્ઞા. પ.) મંડળીના મે. | ભરૂચ | ૧ |
| રા. રા. જિવાણરામ હરીશંકર | કચ્છમાંડવી | ૧ |
| રા. રા. શામળદાસ કપુરચંદ પોશમાસ્તર | નડીઆદ | ૧ |
| રા. રા. મથુરભાઈ સુરજરામ પોશમાસ્તર | ભરૂચ | ૧ |
| રા. રા. છોટાલાલ ભકતીદાસ પો. આ. ક. | " | ૧ |
| રા. રા. માજુભાઇ ભવાનીદાસ | અમદાવાદ | ૧ |
| રા. રા. મનુભાઇ માણીભાઈ | " | ૧ |
| રા. રા. મોહનલાલ હેમચંદ દલાલ | " | ૧ |

| | | |
|---|---|---|
| રા. રા. દેવશંકર આશાશંકર મહુધાવાળા | " | ૧ |
| રા. રા. વાડીલાલ ખુશાલદાસ મેહેતા | " | ૧ |
| રા. રા. નાનાભાઈ ભીખાભાઈ મેહેતા | " | ૧ |
| રા. રા. ઇછા[illegible] નરભેરામ સુકલ | ભરૂચ | ૧ |
| રા. રા. ગવરીશં[illegible]કર સગુણોર | ભરૂચ | ૧ |
| રા. રા. ઘેલાભાઈ જમીયતરામ | ભરૂચ | ૧ |
| લોક હિતેચ્છુ ની. પ્ર. મંડળીના મેનેજર | " | ૧ |
| રા. રા. ચુનીલાલ અજમરાય | " | ૧ |
| રા. રા. મનસુખરામ કશનદાસ | " | ૧ |
| રા. રા. શંભુરામ કેશવરામ | " | ૧ |
| રા. રા. માણેકલાલ રેવાશંકર | " | ૧ |
| રા. રા. પરસોતમ મીઠા | " | ૧ |
| રા. રા. વિષ્નુશંકર વજેરામ સુકલ | " | ૧ |
| રા. રા. શેઠ દેવચંદ સવાઇચંદ | થરાદ | ૧ |
| રા. રા. સાંકળેશ્વર ઉમીયાશંકર સ્કુલ માસ્તર | " | ૧ |
| રા. રા. ઉતમરામ નારાણજિ આ. મા. | " | ૧ |
| રા. રા. પીતાંબર નરશીંગ | " | ૧ |
| રા. રા. રતનચંદ રામચંદ | " | ૧ |
| રા. રા. નહાલચંદ સવાઇચંદ | " | ૧ |
| રા. રા. ત્રીકમલાલ બાળારામ | " | ૧ |
| રા. રા. ચમન ભારથી | " | ૧ |
| રા. રા. અમુલખ મલુકચંદ | " | ૧ |
| રા. રા. શીવરામ માધવજિ | " | ૧ |
| રા. રા. ધીરજરામ ઓછવરામ | ભરૂચ | ૧ |
| રા. રા. લલ્લુભાઇ | ભરૂચ સ્ટેશન | ૧ |

| | | |
|---|---|---|
| રા. રા. પ્રીય મિત્ર મણીલાલ ભાઇલાલ દેશાઇ | મહુધા | ૧ |
| રા. રા. મથુરભાઈ નરશીભાઈ | ભુવા | ૧ |
| રા. રા. વીઠલ ભવાન | વાંતરસા | ૧ |
| રા. રા. મોતીભાઇ અમથાભાઈ દેશાઇ | પાંગુથા | ૧ |
| રા. રા. લક્ષમીરામ હરીનારાણ | આમોદ | ૧ |
| રા. રા. વૃજલાલ ગવરીશંકર સ્કુલ માસ્તર | મોહોલેલ | ૧ |
| રા. રા. માધવદાસ મનોરદાસ | વિલાયત | ૧ |
| રા. રા. દેવશંકર ભુલજિ | નાપાડ | ૧ |
| રા. રા. પ્રીય મિત્ર જેશંકર બાપાલાલ પોશમાસ્તર | વાસદ | ૧ |
| રા. રા. છબીલરામ મકનજિ | ” | ૧ |
| રા. રા. પ્રાણજિવન દુલવદાસ | ” | ૧ |
| રા. રા. પ્રીય મિત્ર ગણપરામ બેહેચર | ચલુણ | ૧ |
| રા. રા. પંડ્યા દુલવરામ રામકૃષ્ણ તલાટી | કંથારીઆ | ૧ |
| રા. રા. ઠાકોર સુજેનશી બાપુજિ | બેટાશી | ૧ |
| રા. રા. બારીઆ અલુભાઈ દાઢાભાઇ ઈ. સ્કુ. માસ્તર | ” | ૧ |
| રા. રા. શા૦ ફુલચંદ ભાઇજિ | ” | ૧ |
| રા. રા. પુન્જાભાઇ વિરચંદ | વોંકોલા | ૧ |
| રા. રા. મુખો જગજિવન ખુશાલ | ઉમેટા | ૧ |
| રા. રા. ભાઇલાલ હરીભાઇ કોઠારી | ઉમેટા | ૧ |
| રા. રા. બેહેચરદાસ હરજિવનદાસ | ઉમેટા | ૧ |
| રા. રા. કરમચંદ રામચંદ માજિ મુખી | ઉમેટા | ૧ |
| રા. રા. ઠકર પીતાંબર જગજિવન | ઉમેટા | ૧ |
| રા. રા. સરૂપચંદ છગનભાઇ | ઉમેટા | ૧ |
| રા. રા. ફુલાભાઇ માનભાઇ | ઉમેટા | ૧ |
| રા. રા. બાપુલાલ પ્રેમાનંદ | ઉમેટા | ૧ |

| | | |
|---|---|---|
| રા. રા. કાશીરામ રણછોડ | સાવલી | ૧ |
| રા. રા. પ્રીય મિત્ર સાંકળેશ્વર શીવરાંમ વેકશીનેટર | સાવલી | ૧ |
| રા. રા. ભગીશંકર સુભરાય ભટ સોજિત્રાવાળા | [illegible] | ૨ |
| રા. રા. રામનાથ ભગવાન ઠાકર સોજિત્રાવાળા | ” | ૧ |
| રા. રા. પટેલ પ.સોતમ વિ. ઇશ્વરભાઇ સોજિત્રાવાળા | ” | ૧ |
| રા. રા. હરીકૃષ્ણ વિ. પ્રેમાનંદ જોષી ઉમરેઠના | ” | ૧ |
| રા. રા. લલુભાઈ કુંવરશી સુણાવના | ” | ૧ |
| રા. રા. કીરપાશંકર શીવશંકર ભટ સોજિત્રાવાળા | ” | ૧ |
| રા. રા. હરજિવન પ્રેમાનંદ દવે સોજિત્રાવાળા | ” | ૧ |
| રા. રા. પુંજાભાઇ જેઠાભાઇ દવે સોજિત્રાવાળા | ” | ૧ |
| રા. રા. રણછોડ કુબેરદત જોષી સોજિત્રાવાળા | ” | ૧ |
| રા. રા. સોમેશ્વર વિ. જેઠારામ દવે સોજિત્રાવાળા | ” | ૧ |
| રા. રા. ભલાશંકર વિ. ડાહ્યાભાઈ સોજિત્રાવાળા | ” | ૧ |
| રા. રા. હરીશંકર નથુરામ ભટ સાવલીના | ” | ૧ |
| રા. રા. મોતીરામ વિ. દયારામ તરવાડી સોજિત્રાવાળા | ” | ૧ |
| રા. રા. પ્રાણલાલ વિ. અંબાશંકર સોજિત્રના | ” | ૧ |
| રા. રા. રાધાકૃષ્ણ દીનાનાથ ભટ સોજિત્રાના | ” | ૧ |
| રા. રા. હરીલાલ વિ. કેશવલાલ દેશાઇ મહુધાના | ” | ૧ |
| રા. રા. જેશંકર હરીભાઈ જોશી નડીયાદના | ” | ૧ |
| રા. રા. પ્રાણજિવન વાઘજિભાઇ પટેલ | ભરૂચ | ૧ |
| રા. રા. જિવરામ બેચર (સ્કુલ માસ્તર) | કંજોડા | ૧ |
| રા. રા. નભુલાલ ભાઇલાલ | નડીઆદ | ૧ |
| રા. રા. કીરપાશંકર કાળીદાસ દવે સગુણ બક્ષીસ આપીછે | | ૧ |
| રા. રા. બાપુજિ ગોપાળજિ પડ્યા સગુણ બક્ષીસ આપી છે | | ૧ |

—o✱o—

છી આણી તેમ હું તો મારા ઘરમાં પેસવા દેનાર નથી એવું સાંભળતાં રામે મનમાં વિચાર કર્યો કે મારે જ જાનો અપવાદ બેઠો માટે સિતાને મારે જોઇએ નહીં એમ વિચાર કરી પોતાના બંધવ લક્ષ્મણને બોલાવી હુકમ કર્યો કે તું સિતાને અરણ્ય જંગલમાં મુકી આવ. આ શબ્દ સાંભળતાં લક્ષ્મણપણ વિચારમાં પડયો. પણ શું કરે. પોતાના ભાઇનો હુકમ પાળ્યા વિના છુટકો નહોતો. માટે રથ તૈયાર કરી તેમાં સિતાને બેસારી રથ હાંકવા માંડયો.

આગળ જતાં એક જંગલ આવ્યું. તે તરફ રથને હાંકયો જંગલમાં રથ જતો જાણી સિતાએ લક્ષ્મણને નમ્ર વચનથી કહેવા માંડયું કે હે! દિયેરજી આ અઘોર વનમાં વાઘ, વરૂ, સાપનો અત્યંત ડર છે. ત્યાં મને કેમ લેઇ જાઓ છો અને તમારા મોં'નો ચેહેરો ને રથને હાંકવાની ઢબ એ ઉપરથી હું નક્કી કહુ છું કે તમે મને આ જંગલમાં મુકવા જાઓ છો મેં શું ગુન્હો કર્યો છે મેં તમારા ભ્રાતને કોઇપણ પ્રકારે દુભવ્યા નથી તેમજ મારે માથે કોઇ પ્રકારનું કલંક પણ આવ્યું નથી તો બીન ગુને મને આ જંગલમાં શા માટે લેઈ જાઓછો અરે! વળી માણસનું જણ્યું તો નજરે દેખાતું નથી, અને રસ્તો પણ સુઝતો નથી. આપણને કોઈ જનાવર મારી નાંખશે કે કોઇ દુષ્ટ લેઈ જશે. અરે!

આ દહાડો પણ દેખાતો નથી અને હવે તમે રથ પાછો વાળો મેં જંગલનાં દુઃખ બહુ સહ્યાં છે એટલે મને એ વાતનો ઓરતો નથી. માટે તમે પાછા લેઈ જાઓ પછી હું અબળાને જ્યાં દોરશો ત્યાં જઇશ અને જો તમે મને આજંગલમાં મુકવાનેજ જતા હો તો તે પેહેલાં મને મારી નાંખો ને પછી પાછા જાઓ. વિગેરે દિન વચન લક્ષ્મણને કહ્યાં. ત્યારે લક્ષ્મણને દયા તો આવી પણ શું કરે લાચાર. મોટા ભાઇનો હુકમ હતો તેથી કાંઈ ચાલે તેમ નહોતું. સિતા વળી અધુરામાં પુરૂં ગર્ભવંતી હતી, એટલે પુરૂં ચલાય પણ નહીં. એટલામાં અધ્વચ સિતાને મુકી લક્ષ્મણ અયોધ્યામાં જવાને ચાલતા થયા, હવે સિતા એકલી પડી તેથી ઘણું કલ્પાંત કરવા માંડ્યું રસ્તો પણ સાંકડો તેથી શરીર સોરાય, લોહી પણ નીકળે, કાંટા ભાગે, પડી જાય. ને કેટલેક ઠેકાણે તો ઘુંટણીએ ચાલવું પડે એમ રડતી કકળતી નિચે પ્રમાણે વિલાપ કરતી ચાલી જાયછે

લલિતછંદ.

અરરહાયરેકષ્ટકયાંકહું, પતિવિયોગથીકેમરેરહું
વનઅઘોરછેનાકનેપતિ, મુજગરીબનીશીથશેગતિ
વનવિષેવિતીકોણનેકહું, અબળાજાતીહુંએકલીરહું
છઉઅભાગીહુંશુંકરોતમે, નશીબમાંલખ્યુંતેફરેકયમે
અરરમાહરૂંશુંહવેથશે, દિનવિયોગનાશીરીતેજશે

હું દખીથઇસ્વામિપરહરી, દઇદિગોમુનેવેગળીકરી
અરરનાથજીહુંછુરાંકરે, દુઃખીકરોમુનેકો'નેવાંકરે
નિકરપ્રાણહું આપીનેમરૂં, પતિવિનારહીજીવીશુંકરૂં
ધટઉખેટીનેશીશકાપીયું, સુખલઇમુનેદુઃખઆપીયું
સ્વામિમાહરીવાતસાંભળો, સમીપઆવીનેસાહ્યતાકરો
મુકીગયામુનેકોણુઆશરે, અવરમાનવીકો'નપાસરે
અરરહાયરેહાયહાયરે, -હદયતોબળીરાખથાયરે
કયમકરીહવેકંથનેમળું, વિકટપંથમાંકયાંજઇપળું
બહુકર્યાંહશેપાપમેંઅરે, થઇસજાયણીહાયહાયરે
જનબીજેનથીકાઇઆંહ્યરે, કળપડેનહીંઆસ્થેળેજરે
પ્રભુકયમેમનેજન્મઆપીયો, કવણદોષઆપાસલાગીયો
પ્રથમહુંહતીહર્ષનીભરી, પતિવિયોગથીથૈછુબાવરી
બિનગુનેમુનેનાથખીજીયા, વળીદિયેરજીમુકીનેગયા
વગરવાંકથીકર્મફુટીયું, અરરઐાપ્રભુઆશુંરેથયું.
નથીકલંકીહું કંથજીજરી, બિનગુનોછતાંદુરરેકરી
દુઃખતણીવિતીકો'ણુનેકહૂં, કરમનીગતિશીરીતેલહૂં
અરરસ્વામિજીશીગતીથશે, દિવસદોહલાકેમરેજશે
અરરકો'ણુનેદોષહુંદઉં, કર્મહીણહુંકયાંજઇરહું
અરરલાજતુરાખનેહરી, પતિમિલાવનોજોગદે'ફરી
અરરઇશતુંહાસ્યશુંકરે, કાશીરામનોનાથતુંખરે
ઝટદઇહવેમેળવોમુને, વારેવારેહુંશુંકહુંતુને.

એ પ્રકારે વિલાપ કરતી કરતી ચાલી જાયછે.ત્યા

રે આગળ જતાં વાલ્મીક રૂષી મળ્યા તેમણે સિતાનું કલ્પાંત ને દુઃખ જોઇ પોતાને આશ્રમ લેઈ ગયા. સિતાને ત્યાં લવ ને કુશ બે પુત્ર થયા. તેમણે રામ જોડે યુદ્ધ કરી બહાદુરી મેળવી, પછીથી સિતા પોતાના પુત્રો સહિત અવધપુરમાં આવ્યા અને કેટલાક દિવસ રાજ કરી સ્વર્ગમાં વાસ કર્યો.

આવા જીતેંદ્ર અને સત્યવાદી પણાથી પંકાએલા રામ જેવા રાજા થોડાજ નિકળશે. તેમજ સિતાએ અત્યંત દુઃખમાં ધીરજ ધારી પતિવૃત પાળી સહન કરી પોતાની ખરી ફરજ બજાવેલી, એવી સિતા જેવી સતિ પણ કવચિતજ થશે કે જે હાલ પ્રમેશ્વરના રૂપમા મનાય છે.

તથાસ્તુ.



# आश्रय पत्रीका.

## પ્રથમથી ગ્રાહક થનાર સદગ્રહસ્થોનાં નામ.

| | ઠેકાણું. | પ્રત. |
|---|---|---|
| મહારાજા રાવલશ્રી દાજીબાવા સરદારસંગજી | મીઆગામ | ૧૦૦ |
| નેકનામ રા. રા. દીનશાજી માણેકજી પ્રીટીટ | મુંબાઇ | ૫૦ |
| રા. રા. બુકસેલર તીભોવનદાસ રણછોડ | ડાકોર | ૧૦૦ |
| " દલસુખ લટલુભાઈ માસ્તર | વડોદરા | ૫૦ |
| " રણછોડ મોતીરામ ઠકર | " | ૫૦ |
| " મોતીભાઇ પ્રેમાનંદ | અંકલેશ્વર | ૫૦ |
| " હરજીવન માવેશર (કણજરીવાળા) | જંબુશર | ૨૫ |
| રા. રા. કવી જટાશંકર ગવરીશંકર | અમદાવાદ | ૨૫ |
| સ્વસ્થાન ધાંગદરા "માનશંગજી લાઇબ્રેરી | ધાંગદરા | ૨૦ |
| રા. રા. વોરા કાદરભાઇ ચાંદાભાઇ બુકસેલર | ભરૂચ | ૧૫ |
| શ્રી સ્વજ્ઞાતિ સુબેચ્છક સભા | ભરૂચ | ૧૦ |
| રા. રા. મથુરભાઇ જેસંગભાઇ પટેલ | સલુણ | ૮ |
| રા. રા. અનોપરામ કુટલવરામ | ભરૂચ | ૮ |
| અપ્રમદપનાર બાઇશ્રી રાજબા સાંતલપુરવાલાં ગાંગડ દરબાર રાજા સાહેબનાં ઠકરાણાં | ગાંગડ | ૭ |
| રા. રા. મુલજીભાઇ નાથાભાઇ પટેલ (સ્કુલમાસ્તર) | સલુણ | ૫ |
| રા. રા. ઉમીયાશંકર મોતીરામ (આસિસ્ટંટમાસ્તર) | મનેરા | ૫ |
| રા. રા. ત્રંબકલાલ ભવાનીશંકર | ભરૂચ | ૫ |
| રા. રા. અનોપરામ મીઠાલાલ | ભરૂચ | ૫ |
| રા. રા. કલ્યાણરાય હનુમતરાય દેસાઈ | " | ૪ |
| રા. રા. કૃષ્ણરામ જોઈતારામ | " | ૩ |

| | | |
|---|---|---|
| રા. રા. મુગટભાઈ દયારામ | " | ૩ |
| રા. રા. મોતીભાઈ વનમાળીદાસ | અંકલેશર | ૩ |
| રા. રા. તલકચંદ ભગવાનદાસ | મીઆગામ | ૩ |
| રા. રા. ઉતમરામ દયાશંકર | હાંસોટ | ૩ |
| રા. રા. નરોતમદાસ પુરૂષોતમ (સ્કુલમાસ્તર) | નીકોરા | ૨ |
| રા. રા. માણીલાલ સદાશીવ તલાટી | સૈજાદાસ્તપર | ૨ |
| રા. રા. મથુરભાઈ જેસંગભાઈ | ભુવા | ૨ |
| રા. રા. જેશંકર રામચંદ્ર | ભરૂચ | ૨ |
| રા. રા. છોટાલાલ મુગટભાઈ | મીઆગામ | ૧ |
| રા. રા. લલુભાઈ નારાણજી | ડાકોર | ૧ |
| રા. રા. માણુકલાલ ભુલાભાઈ | કડી | ૧ |
| રા. રા. મથુરભાઈ ગગલભાઈ | કડી | ૧ |
| રા. રા. મોતીલાલ માણેકલાલ | કડી | ૧ |
| રા. રા. રામચંદ્ર ગંગાધર | વડોદરા | ૧ |
| રા. રા. પાણશંકર પ્રીજવલવ | ભરૂચ | ૧ |
| રા. રા. છગનલાલ વ્રિજભુખણદાસ | ભરૂચ | ૧ |
| રા. રા. ભાડભુંજા છીતા કેવળ | અંકલેશર | ૧ |
| રા. રા. નરોતમદાસ લાલદાસ (સ્ટાંપવિન્ડર) | અંકલેશર | ૧ |
| રા. રા. દામોદર ખુશાલ | અંકલેશર | ૧ |
| રા. રા. દામોદર મોતીભાઈ | અંકલેશર | ૧ |
| રા. રા. આત્મારામ ભુખણ | અંકલેશર | ૧ |
| રા. રા. કન્યાશાળાના મેહેતીજી બાઈ શ્રી પારવતી | અંકલેશર | ૧ |
| રા. રા. બાવા ગોપાલદાસ બાળમુકનદાસ | ભરૂચ | ૧ |
| રા. રા. મોચી ગીગા નારાણજી | ભરૂચ | ૧ |
| રા. રા. અંબાલાલ જેઠાભાઈ ઠાકર | ભરૂચ | ૧ |

# जाहेर खबर.

સરવે સદગ્રહસ્થોને ખબર આપવામાં આવે છે કે આ ચોપડી તથા બીજિ ઘણી જાતની ચોપડીઓ નીચે લખેલ ઠેકાણેથી રોકડી કીમતે વેચાતી મળશે.

અમદાવાદ—બુકસેલર જગજિવન દલપતરામ તથા મહાદેવ રામસંગ પાસેથી ઠા૦ ત્રણ દરવાજાના મેદાન આગળ તેમજ ગુજરીમાં શા૦ મગન દેવચંદ તથા લલુ અમુલખ પાસેથી મળશે.

નડીઆદ—બુકસેલર કાશીરામજેભાઈની દુકાનેથી તથા કુભાર પોળમાં મેહેતા સુરજરામ નથુલાલ પાસેથી મળશે.

ડાકોર—બુકસેલર ત્રીભોવનદાસ રણછોડ પાસેથી મળશે.

વડોદરા—બુકસેર રણછોડ મોતીરામ ઠા૦ રાવપરામાં તથા બુકસેલર દલસુખ લલુભાઈ નાસ્તર ઠા૦ ઘી કાંટા આગળ.

ભરૂચ—બુકસેલર કાશીરામ જેભાઈની દુકાનેથી ઠા૦ હાજિખાના બજારમાં તથા કતોપરના બજારમાં પણ કાશીરામનીજ દુકાનેથી તેમજ વોરા કાદરભાઈ ચાંદાભાઈની પાસેથી મળશે.

અંકલેશર—બુકસેલર મોતીભાઈ પ્રેમાનંદ પાસેથી ઠા૦ ધોઆ બજારમાં.

સુરત—બુકસેલર મંચેરજિ જમસેદજિ ઠા૦ નાણાવટમાં બુકસેલર ત્રીભોવનદાસ ગોપાલદાસ ઠા૦ નવી સડક તેમજ દેશીમીત્રના અધીપતી મંછારામ ઘેલાભાઈ તથા કીકાભાઈ પરભુદાસની દુકાનેથી મળશે.

વલસાડ—બુકસેલર દવારકાંદાસ પરભુદાસ પાસેથી.

કંજરી—બુકસેલર પુંજાભાઈ ઉરફે હરજિવન માવેશુર પાસેથી

મુંબાઈ—બુકસેલર જેઠારામ મુકુનજિ ઠા૦ મમાદેવી આગળ

તથા જમનાદાસ ભગવાનદાસના કંપનીપાસેથી ઠા. ભુલેશર આગળ.

સલુણ તાલુકે નડીઆદ—ગ્રંથ કર્તાના ભાઈ મેહેતા લલુ જેભાઈ પાસેથી ઠા૦ મેહેતા ખડકીમાં તેમજ સરકારી નિશાળના માસ્તર મુગનિભાઈ નાથાભાઈ પાસેથી મળશે.

ભાવનગર—બુકસેલર કાશીરામ જેભાઈની દુકાનેથી એ સીવાય બીજા બુકસેલરો પાસેથી પણ મળશે.

સામટી રાખનારને કમીશન કાપી આપવામાં આવશે માટે જે સાહેબોને ખરીદવાની ખાએશ હોય તેમણે પોષ્ટપેડ કાગળલખી હું નીચે સહી કરનાર તરફથી મંગાવી લેવી.

લી૦ સુભેચ્છક મેહેતા કાશીરામ જેભાઈ.

(સલુણવાળા) મુ૦ ભરૂચ મધે હાજિખાના બજારમાં

---